# નિવેદન

સૌરાષ્ટ્રની સેવાની હોંશમાં જે અભ્યાસ કર્યો તે ઉપરથી આ લેખો લખાયા; અને તે કર્મભૂમિમાં છપાયા. અતિ અલ્પ થઈ શક્યું છે. અતિ ઘણું બાકી રહ્યું છે. બાકીનું કરવાની, યથાકાળે, પ્રભુ તક અને તાકાત આપશે એવી શ્રદ્ધા રાખવાનુંજ, અત્યારે લેખક માટે શક્ય રહ્યું છે; તેથી આજ તો આ લેખોને ચોપડીનું રૂપ આપી સૌરાષ્ટ્રીય જનતાને ચરણે ધરી દઉં છું.

પુસ્તકમાંની ઘણી ત્રુટીઓ સુધરી શકે તેમ છે. પૂરવણીપત્રકો આપવાનાં છે, પણ સંજોગો બદલાયા હોઈ એ માટે જોઇએ તેવો અવકાશ, શાંતિ અને સામગ્રીનો સંગ્રહ નથી. આથી થતો ખેદ સહી લેવાનુંજ પ્રારબ્ધ નિર્મિત લાગે છે.

આ પુસ્તકની ઉપયોગીતા અને એની આજ અને કાલની અસર વિષે મ્હારે તો મૌનજ રાખવું ઘટે.

આ કામમા મ્હને ઘણા મિત્રો તરફથી મદદ મળી છે. કોઇએ સામગ્રીઓ આપી; કોઇએ લેખનમાં સહાય આપી; કોઇએ ઉત્સાહ દીધો; કોઇએ પ્રકાશનમા મદદ દીધી અને કોઇએ ધનની મદદ કરી. આમાથી કેટલાંકનાં નામો લખીને ઉપકાર માનવાનું મ્હને ઘણીવાર મન થઈ જાય છે, પણ ત્હેમની મના છે. એ મનાને મંજુર રાખવાની મ્હારી ફરજ છે.

"સૌરાષ્ટ્ર"ના આધિપતિ ભાઈ અમૃતલાલ દલપતભાઈ શેઠને અર્પણ કરવાનો સંકલ્પ થઇ ચૂક્યો હતો. કમનશીબે એ માટે જોઇએ તેવો વિશ્વાસ આજ નથી રહી શક્યો, એ પણ એક શોક પ્રકરણ છે.

સ્તુતિ નિંદા કરવાની મુરાદ નહોતી. નથી અને ન થાય એટલી સદ્બુદ્ધિ પ્રભુ આપતો રહે, એવી પ્રાર્થના છે.

હિંમતવિલા-સાંતાક્રુઝ
સં. ૧૯૮૨, ભાદરવા વદી ૧૧

સેવક,
પુરૂષોત્તમ પાઠક

# અનુક્રમણિકા

# મ્હારૂં જુનાગઢ

## પ્રકરણ ૧ લું: મ્હારી શ્રદ્ધા.

જુનાગઢ જાગે તો સૌરાષ્ટ્ર સુખી થઈ જાય, પણ જમાનાની જાગ્રતિનાં પ્રમાણમાં જુનાગઢ હજુ પાછળ લાગે છે. બીજા ઘણાને પણ આવું લાગ્યું હોય તેમ દેખાય છે, તેથી પત્રોમાં જુનાગઢના સમાચારો ઓછે અંતરે આવવા માંડ્યા છે. અગ્રલેખોમાં પણ તેને સ્થાન મળવા માંડ્યું છે. આમ ગિરનારની છાયા ભેદીને જુનાગઢની ઘટનાઓ પ્રકાશમાં આવવા માંડી છે. ગીરનાં ઘન વનને ચીરી, સિંહ–વાઘની ત્રાડો અને સાગરના નિરન્તર ઘોંઘાટ છતાં, રાજ્ય અને પ્રજાની સ્થિતિનો કરૂણનાદ ઝાંખો ઝાંખોય દુનિયાને સંભળાઈ રહ્યો છે.

છાપાંઓમાં આવતા સાચા ખોટા, કાગઓના જુલ્મકાંડો જુનાગઢમાં, નહિ હોય, જામનગરના બહુવિધ કરવેરાઓ કે ખુશામતના ભાતિકર ઘોંઘાટ ત્યાં નહિ હોય, ગોંડળને ગ્રસ્ત કરતો રાજદ્રોહનો શંકારાહુ તેને હજુ અભડાવતો નહિ હોય, વાંકાનેરના ભાયાતોની ભીડ જેવી ભીડ ત્યાંના ભાયાતોને ભાર નહિ કરતી હોય, મોરબીની વાણિજ્યવૃત્તિ તેનાં હૈયાંને જડ નહિ બનાવતી હોય; ગોળની ગોળીઓથી કામ ઉકેલતી મુત્સદ્દીગીરી તો ત્યાંથી જાણે ભાવનગર ભેગીજ થઇ ગઇ હશે. કેટલીક નિત્ય પીડાઓ રૂઢ થઇ જઈને લોક લાગણીને અસહ્ય તીક્ષ્ણતાથી સતાવતી નહિ હોય. કોઈ કોઈ નૈમિત્તક પીડાઓ ક્ષણિક હોઇ પ્રતિકાર શોધવા પ્રજાને જોસભેર પ્રેરણા નહિ કરતી

હોય, કેટલીક પીડાઓ પરોક્ષ અને લાંબે કાળે અસર કરતી હોઇ પ્રજાના મોટા સમુદને દેખાતી-સમજાતી નહિ હોય; કોઈ કોઇ પીડા સામ-દામથી શમી ન શકે તેવી નહિ હોય, મોટા ગણાય એવા અનર્થોની પીડા, પ્રજાના અજ્ઞાન, લોલુપતા, ભયભીતના કે જ્ઞાતિપ્રેયતાને લીધે સત્યાન્વેષણથી વંચિત નહિ રહેતી હોય. આ બધુ સાચુ હોય. પણ ત્યાનું તોપાખાનું તૂટ્યાની સભળાઇ વાતો દાયકો વીતવા આવ્યો છતા વીસરાતી નથી. તીજોરીના તળીયા ખાડો પડ્યાનું ભાન ન થયું હોય એવુ કોઈ નહિ હોય. ઠક્કર બાપા જેવા વૃદ્ધ, શાન્ત, શાણા, નિરૂપદ્રવી ત્યાગી સેવકને સત્તાની નિરર્થક બાધા દેખાડાયાનુ ઘણાયથી નહિ ભૂલાતુ હોય, પરિષદની કાર્યવાહક સમિતિ ફ્રુતકારાયાની વાતો સ્મૃતિમા આવતા કેટલાંય હૈયા ધ્રૂજી અને ત્રાસથી તપ્યા વિના નહિ રહ્યા હોય, કોઇને કોઈ સ્થળે બારવટિયાની ભીતિ ન હોય એવો એક પણ દિવસ નહિ જતો હોય, રાજ્ય કુટુમ્બ, રિયાસત, પરોણાગત અને પરચુરણ ખર્ચમા થતા વધારાથી કરવેરો ભરનારના હૃદયો કંપે નહિ એવો કોમીઓ ત્યા નહિ જડ્યો હોય, જાહેર બાધકામ ખાતાને નામે વેડ્ફાતા પૈસાથી પ્રજાનું હિત શુ થાય છે તે કોઇને નહિ સમજાતું હોય આવી આવી અનેક બાબતો હશે.

નથી દેખાતી ત્યા રાજકોટની શરી દીર્ઘદર્શી ઉદાત્તનીતિ કે નથી જણાતું ત્યા પોરબન્દરી શાણું રાજવટ, નથી નજરે ચડતી ત્યા ભાવનગરની પ્રજાજાગૃતિ કે નથી જણાતો પાલીતાણાનો ક્ષત્રિય બન્ધુભાવ, નથી ત્યા નગરનો બુદ્ધિ-વાણી-વિલાસ કે નથી ત્યાં ખણખણતો ગોંડળીઓ તર ખજાનો.

દિવાનપદના ત્વરિત ફેરફારો, મહેલની સાચી ખોટી વાર્તાઓની ચર્ચા, અધિકારીઓ સ્થપાય અને ઉથપાય, તેમા પ્રજાના હિતાહિતનું ચિંતન ક્યાથી થાય ? તેમા રાજ્યશ્રીની, રાજ્ય વૈભવની અને

રાજસત્તાની ભાવિ સ્થિરતા કે સલામતી માટેની દીર્ઘદર્શીતા કેમ સંભવે ? તેમા ભાયાતો, ગરાસીઆઓ, ઇનામદારો, જીવાઇદારો, ખેડુતો, કારીગરો, વસવાયાઓ અને નોકરોનાં હૈયામા જાગતી હોળીઓની હકીકત કેમ સમજાય ?

દિવાનપદની અસ્થિરતા, કર્નલ વુડનો છાપામા કહેવાતો કોરડો, સત્તા અને વૈભવના પ્રથમ ભોગની ઉત્સુકતા કે એવા ગમે તે કારણે આ બધા પ્રશ્નો બાજુએ રહી ગયા હોય, 'પણ લાખું નહિ ચાલે' એટલુ જુનાગઢને સમજાઇ જાય અને તે સવેળા માવધ બની જાય તેમાં રાજ્ય અને પ્રજાનું ભારે હિત દેખાય છે.

રામરાજ્ય તો આજકાલ દુનિયાભરમા દુર્લભ છે. જુનાગઢ અપવાદ ક્યાથી હોય કે બને ? છતા જુનાગઢને હાથ મોટી તક છે. સૌરાષ્ટ્રને જાગ્રત બનવામા મદદગાર થવાની તેની અદ્વિતીય સ્થિતિ અને અપાર તાકાત છે. સૌરાષ્ટ્રની પ્રજાના હૈયા જીતી "સોરઠ સરકાર" નામની પદવીને સાચી અને સ્થિર કરવાની વૃત્તિ જુનાગઢને જાગે તો સારું સૌરાષ્ટ્ર સુખી થઇ જાય. તે ધારે તો સીધી હકુમતવાળા પ્રદેશમા આજેજ પ્રજાને પ્રફુલ્લ અને સબળ બનાવી શકે.

ઉપલક દૃષ્ટિએ જોતા પણ જુનાગઢને આ માટે ઘણી જોગવાઇ છે એ સમજી શકાશે. જુનાગઢમા પ્રજાની પરંપરાગત રાજભક્તિ દૃઢ છે, નિખાલસ છે. અસંતોષ અસ્ફુટ છે. અશાંતિ ઓછી છે. વૃત્તિ થોડું મળ્યે ઘણું માને તેવી છે. કુદરતની પણ કૃપા છે. ભૂમિ વિસ્તૃત અને ફળદ્રુપ છે. ડુંગરો, નદીઓ અને જંગલોની સમૃદ્ધિ સારી છે. વેપાર-ઉદ્યોગને ખીલવવાના પુષ્કળ સાધનો છે. વસતી સાહસિક, ઉદ્યોગી અને ઉદાર છે. રાજ્યને હૈયે પ્રજા પ્રેમ છે. પાડોસી જોરતલબી ભરનારા રાજ્યોમાં પ્રજાકીય પ્રગતિના પ્રયોગો નિડરતા અને સફળતાપૂર્વક થઇ રહ્યા છે. પોતાના રક્ષિત-મિત્ર રાજ્યોમા

સુધારાઓ અને પ્રગતિ, સમ્રાટ સત્તા જાહેર રીતે માગી રહેલ છે. અને માત્ર સૌરાષ્ટ્રનીજ નહિ, પણ સામાન્ય રીતે સારા ભારતવર્ષની જનતા જુનાગઢના પ્રયત્નોને વધાવી લેવા–સહાયક થવા તત્પર થાય એવી સ્થિતિ છે વિગતે વિચાર કરીએ તો નાની મોટી ઘણીય બીજી બાબતો સુઝી આવે તેમ છે.

જુનાગઢને મુખ્યત્વે બે વાત લક્ષમા લેવાની છે સૌરાષ્ટ્રમા પોતાનું સાર્વભૌમત્વ સાચવવુ અને સીધી હકુમતવાળા પ્રદેશમા સ્થિર, સુન્દર, આદર્શ કારભાર વ્યવસ્થા સ્થાપવી આ માટે પ્રખર, હાર્દિક, ચાત અને મ ભાળભર્યા પ્રયત્નોની જરૂર છે

જુનાગઢે શુ કરવુ જોઇએ ? આ પ્રશ્નનો જુનાગઢને જીવત, ઉજ્જ્વન અને બલશાળી જોવા ઇચ્છતી રૈયત, અધિકારી, ગરાસીઆ અને ખુદ ખુદાવિંદ સરકારશ્રીના હૈયામા અનેરો આદર થવો જોઇએ, અને જેને જે સુઝે તે ઉત્તર જુનાગઢ સમક્ષ રજુ કરવો જોઇએ એકત્રિત ઉત્તરો ઉપરથી એક સર્વોત્તમ ફળદાયી ઉત્તર રાજ્ય મેળવી શકશે આ એક પ્રયત્ન છે, બીજાઓ તેવો પ્રયત્ન કરે તેવી પ્રાર્થના છે.



## પ્રકરણ ૨ જું: પ્રજામત.

જુનાગઢમાં સહુ સ્થળે હોય તેમજ છે. તે સંગઠિત નથી. રાજ્યને તે જાણવાની જરૂર છે. પ્રજામત પ્રમાણે કારભાર ચાલવો જોઈએ એવી દૃઢ સમજણ માનવજાતિની બંધાઇ ગઇ છે. આ સમજણને ફલિત કરવા સેંકડો વર્ષોથી, મોટાં જોખમો ઉઠાવી, વિકટ વિડંબનાઓ વેઠી, ભારે ભોગો આપી, પ્રેરકો અને પ્રચારકોએ, ઇતિહાસના વાંચનારાઓને દંગ કરી નાખે એવા પ્રયત્નો કર્યાં છે. આજે લગભગ આખા જગતમાં એ મતનો વિજય થઇ ચૂક્યો છે. પરાધીન ભારતમાં પણ તેની આવતી સવારીનાં સૂચક ઉંટ–નગારાં રૂપ "સુધારાઓ" આવી ગયા છે. મહાત્મા ગાંધીજી જેવા ત્યાગીઓ પણ ધર્મનાં સત્ત્વને શોધવા ગુફામાં ન જતાં, તેને પ્રજા સ્વાતંત્ર્યનાં યુદ્ધનાં નેતૃત્વમાં શોધી રહ્યા છે. ભારતવર્ષ સ્વાયત્ત શાસન માટે મથી રહ્યું છે, અને બ્રિટિશ સલ્તનત જેવી સત્તા સાથે મુકાબલો કરવાનો હોવા છતાં ભારતને વહેલે મોડે વિજય મળવાનોજ છે, એમ સહુની આંતર પ્રતીતિ થઇ ગઇ છે. બ્રિટિશ ભારતમાં સ્વરાજ્ય સાંપડશે ત્યારે દેશી રાજ્યોની શી દશા થશે? ઇતિહાસમાંથી એનો ઉત્તર સહજ મળી શકે તેમ છે. જુનાગઢનાં હૈયામાં આ પ્રશ્ન નથી જાગ્યો એમ નહિ માનીએ; પરંતુ મહાલ અને પ્રતિનિધિ દરબારો ભરવાનું માત્ર ઠરાવ્યાથી કંઇ નહિ વળે.

સીધું પણ સલામત, સાચું પણ વિવેકપૂર્ણ, સચોટ પણ અનુગ્ર રીતે રાજ્યને લોકદશાનું ભાન થવું જોઇએ. લોકોદ્ધારાજ તે થઇ શકશે. મહેલમાં વસવાથી, ફર્સ્ટ ક્લાસ, સલુન કે સ્પેશીઅલ ટ્રેનોમાં દોડાદોડ કરવાથી કે ભુંગળાંથી ભડકાવતી મોટરકારની મુસાફરીઓથી

સ્થિતિ નથી સમજાતી. અધિકારીઓની કેફીઅતથી કે અનુચર વર્ગોની સ્વાર્થસાધુ વાર્તાઓથી તેનો ખ્યાલ નથી આવતો. મીજમાનીઓમા અહોરૂપં અહોધ્વનિ જેવાં થતા ભાષણોમાથી સત્ય નથી તરવાતું.

ગામડાઓ નજરે જોવાથી, મનુષ્યો અને પશુઓના ચહેરાઓ જોવાથી, ચોરાના દાયરાઓમાથી, વાણીઆના હાટમાથી, પાણીઘાટની વાતોમાથી, જ્ઞાતિઓના પંચોમાથી, દેવસ્થાનોમાથી, મેળાઓમાથી અને પેટભરાઈની શોધમા સ્વસ્થાન છોડી ચાલ્યા જતા જુવાનોની હકીકતોમાથી સાચી સ્થિતિ સમજાશે.

વાણીદ્વારા વહેતો લોકોનો ઉરપ્રવાહ થડકી થંભી ન જાય એવી શાંતિ, સરલતા, સાદાઇ સાથે, શ્રધ્ધેય પૃચ્છક જિજ્ઞાસુ સુખમુદ્રા રાખી આવું શ્રવણપાન કરવા જવાની આજ કયા રાજાની વૃત્તિ કે છાતી હશે! નિરૂપદ્રવે, નિર્ભયતાથી, "બાપુ" ના ભાવભર્યા સંબોધન સાથે પોતાના દિલની સાચી વાત સાદા ગામડીઆ શબ્દોમા, રાજાને ઇશ્વરનો અવતાર માનનાર કોઈ વૃદ્ધ અનુભવી ખેડુત, કોઇ ગોર મહારાજ, કોઇ સાધુ–ફકીર, કોઇ મહાજન કે કોઇ પટાવત, ગમે ત્યારે કરી શકે એવી સ્થિતિ પુનઃ લાવી શકાય તેમ છે? ઉચાળા ભરી, સભાઓ અને ચળવળો કરી, છાપાઓમાં ટીકાઓ છપાવી, સમ્રાટ સત્તા પાસે કકળાટભરી અરજીઓ કરી, અધિકારીઓના શ્રવણ પથથી દૂર શોકગીતો ગાઇ, પ્રજા આંતર દર્દને દર્શાવે એ કયા રાજ્યને પ્રીતિકર કે શ્રેયસ્કર હોય?

ગામડાઓમા ફરતા એક મીરની અકસ્માત મુલાકાત થઇ. વાત આશરે વાત નીકળતા થોડાક પોવાડાઓ ત્હેમનાથી બોલી દેવાયા. રસ જામ્યો. પણ રસની જમાવટ થતાજ મીરજીને પોતે જાણે મોટી ભૂલ કરી દીધી હોય એવું ભાન થયું, કવન બંધ પડયું અને એમની રીત પ્રમાણે બીજી વાતે શ્રોતૃવર્ગને વાળવાનો પ્રયત્ન કરવા માંડયા. તેમના એક પૂર્વજે નિત્ય એક એક કરી ૩૬૦ પોવાડા

બનાવેલા. એમા અધિકારીઓના અણગમતા વર્તનોનું અને પ્રજાની સાથેના તેમના અઘટિત અભિમાનનું કરુણ-અસરકારક ચિત્ર છે. સાભળનારાઓને સ્વાનુભવનું આમા દર્શન લાગ્યું. બીજી વાતો બંધ કરી, પોવાડાનો પ્રવાહ વહેતો રાખવા વિનતિ કરી, આપવા અપાવવાની સારી લાલચ પણ બતાવી છતા ત્હેમણે ફરી ગાયુજ નહિ. સાથે સાથે ખુલાસો કર્યો કે "માત્ર ભયને ખાતર નહિ, શ્રોતૃમંડળનુ અપમાન કરવા ખાતર નહિ, પણ અપકૃત્યોના કાવ્યો અપ્રકટ રહે તેમા ધર્મ સચવાય, અપયશથી બચાય, એવી સાચી માન્યતાને લીધેજ હવે એક અક્ષર પણ બોલીશ નહિ" બોલેલાને ફરી બોલવામા પણ તેને ધર્મક્ષય દેખાયો બીજા એક ઘરડા માડી મળ્યા હતા, તેમની સ્થિતિ વિષે સામાન્ય વાતો થતા તેમનું હૈયુ હાથ ન રહ્યુ હૈયામા સઘરી રાખેલુ ગીત તેમના મોમાથી નીકળી ગયુ માની આખમા આસુઓ આવી રહ્યા હતા શોક અને ક્રોધના તાપથી શ્રોતાનુ હૃદય તપી જતુ હતું ગીત પૂરૂ થયુ "માડી લખાવો તો?" "કા?" "છાપામા છપાવુ." "ના, માડી ના, એવુ તે કઇ છપાવાય?" "ત્હમારૂ નામ ઠામ નહિ આપુ." "પણ કોઇનો અપજશ ગવાય?" "સાચી વાત કહેવામા શુ?" "સરકારના હાથ લાબા છે, દીકરા?" આટલી ચર્ચાને અતે દીકરા જેવો દેખાતો સાભળનાર જાણે કોઈ દૈત્ય હોય તેમ તેનાથી ભડકી ઉઠીને માડી ચાલ્યા ગયા. ક્ષમાની પ્રાર્થના કે ફરી નહિ પૂછવાની ખાત્રી સાભળવા પણ તે રોકાયા નહિ પોવાડાના કરતા એ વધારે સાદુ સરલ ગીત હતું તેમાથી સ્મૃતિમા રહેલો ભાગ્યો તૂટ્યો ભાગ નોધ્યા વિના નથી રહેવાતુ.

સ.. મસુદી તુ વેરા ઓસા લે
વેરા ઓસા લે તુ વેરા ઓસા લે—સ૦

સારૂં ખેતર તેં ઝુંટવી લીધું
હવે પડતર ખેડવા દે;
સારા બળદ્દ તેં કરજમાં લીધા
હવે ખુંટીઆ ખેડવા દે............સ૦
સારા ખોરડાં તે કરજમાં લીધાં
હવે કોડમાં રેવા દે;
બગરી ભેંસુ તેં કરજમા લીધી
હવે પાકડાં દોવા દે................સ૦
સારી ઘંટી તે કરજમાં લીધી
હવે ઠોઠીઉં દળવા દે;
સારાં ગોદડાં તેં કરજમાં લીધા
હવે ગાભા ઓઢવા દે..............સ૦

ભૂતકાળના સમયની સ્થિતિને અનુલક્ષી ઉભરી આવેલાં આવાં ગીતોમાંના એકનો ટુંકો ભાગ લોકની મનોદશાનો ખ્યાલ આપનારોજ ગણી શકાય. આખાં ગીતમાં તો મહાલ કચેરીએ જવાના ત્રાસો, પટેલ, હવાલદાર, કોટવાળની નિત્ય પીડાઓ, વેપારીઓનાં લોભ-લાલચ અને પ્રપંચોનો કરૂણાજનક કંઇક વૃત્તાંત હતાં. એમાં અતિશયોક્તિ હશે. પણ લોકોની મનોદશાનું એ સાચું સ્વરૂપ છે. એની કોઈ ના નહિ કહી શકે. આવાં ગીતો સત્તાધીશોને કાને પહોંચે એવી કોઇ વ્યવસ્થા વર્તમાન કાળે દેખાતી નથી. પ્રજાની સ્થિતિ જો ઉચ્ચપદારૂઢ સજ્જનોના લક્ષમાં આવે તોજ કંઇ ઉપાય થાય. પણ તે કેવી રીતે રજુ થઇ શકે ? રજુઆત ન થાય તો ઉપાયોનું અસ્તિત્વ કે ઉપયોગીત્વ ક્યાંથી આવે ?

ખરૂં છે કે છેલ્લાં દશ બાર વર્ષથી વાર્ષિક અહેવાલ છપાય છે. અંગ્રેજી ભાષામાં છપાતા અને મોટે ભાગે અધિકારીઓનેજ સદેલા-

ર્ષથી પ્રાપ્ત થતા આ અહેવાલથી પ્રજાને શું લાભ થઇ શકે ? આ અહેવાલમાં પ્રજાપક્ષની દષ્ટિથી કંઇ પણ લખાવટ થતી હોય એમ પણ નથી લાગતું. મહારાજા સિંધીઆ સરકારની પેઠે ખુદાવિંદ નવાબ સરકાર એમાંની વિગતોનું અવલોકન કરી તે ઉપરથી આવશ્યક આજ્ઞાઓ કદાચ બહાર પાડતા હશે, પણ પ્રજાને એ ઉપલબ્ધ નથી. ત્યારે અહેવાલથી પ્રજાની સ્થિતિનું ચિત્ર અમારા ધણીની પાસે બરાબર રજુ નહિ થતું હોય એમ પ્રજાને લાગે તો નવાઈ નહિ.

લોક સ્થિતિ સમજવાની અગત્ય છે. તે જાણવા માટે અત્યારની વહીવટી સ્થિતિમાં સુગમતા નથી દેખાતી. તે માટે કોઇ સારામાં સારી વ્યવસ્થા ગોઠવવી જોઇએ અને એનો અમલ થવો જોઇએ. તેમ થશે તોજ સંસ્થાનનાં હિતના સચોટ પ્રયત્નો યોજી શકાશે અને અમલમાં લાવી શકાશે.



# પ્રકરણ ૩ જું: વર્તમાન વહીવટ.

ચતુરંગી સ્વાર્થની એક દુર્બોધ વિપુલ આંટીઘુંટી છે. સામ્રાજ્ય, રાજવંશ, અધિકારી મંડળ અને રૈયતના સ્વાર્થોનું સમાધાન એમાંથી શોધવાનું છે. સમ્રાટ સત્તા પોતાના આડતીઆને અને સૈન્યને રાખી; રાજવંશ સામ્રાજ્યની મદદ, વંશની જામી ગયેલી સત્તા, પ્રજાનું ભોળપણ અને કમજોરીનો લાભ લઇ; અધિકારી મંડળ સમ્રાટ સત્તા અને રાજવંશના સ્વાર્થ સાધવનાર સાગ્રીત થઇ, વર્ષોથી પડી ગયેલી પ્રથાઓનો આધાર રાખી વર્તમાન વહીવટ દ્વારા પોતપોતાની પદવી અને સ્થિતિ સંભાળી રહે છે. પ્રજાનો સ્વાર્થ માત્ર રાજા અને અધિકારીઓની અનુકંપાનેજ અનુસરતો રહે છે. વસ્તુત: પ્રજા ન હોય તો રાજ્ય ન હોય. રાજ્ય ન હોય તો રાજ્યવહીવટ ન હોય. નાના નાના વહીવટો ન હોય તો સામ્રાજ્ય કે સમ્રાટ સત્તા ન હોય. છતાં રાજ્યના વહીવટમાં પ્રજાને જાણે કંઇ લેવા દેવા ન હોય એમ દેખાઇ આવે છે. પ્રજા તો જાણે એક ભોજ્ય અને વહીવટ જાણે તેનો ભોક્તા! આવી દશા છતાં વહીવટનું મૂળ પ્રજાનું અસ્તિત્વ હોવાથી વહીવટમાં તેનો વિચાર નજ થાય એમ તો ન બને. પણ બધા સ્વાર્થોનો સપ્રમાણ સંતોષ શોધવામાં સાર્વત્રિક સફળતા અસંભવિત છે. રાજ્ય અને પ્રજા, વર્તમાન વહીવટ અને તેનાં પરિણામો તત્વત: જોઇએ તો કંઇક લાભ થાય.

વર્તમાન વહીવટનું અવલંબન વ્યક્તિત્વ ઉપર છે. મુખ્યત્વે ખુદાવિંદ નવાબ સરકાર, મુખ્ય દિવાન સાહેબ અને મોટાં ખાતાઓના અધિકારી સાહેબોની મનોદશા પ્રમાણે વહીવટનું પ્રજાપક્ષે સુખદ વા દુ:ખદ સ્વરૂપ દેખાય છે, તેથી આપણે આ બધા ઉચ્ચ

પદારૂઢ અગ્રપુરૂષો વિષે આ પ્રકરણમા વિચાર કરવો રહે છે. આવા માનનીય સત્તાધીશોના અગત જ્ઞાન અને યોગ્યતા ઉપર લખતા કોઇને પણ મુઝવણ થાય મ્હારા જેવા સામાન્ય માણસને તો એમના દર્શન પણ સુલભ ન હોય, વિચાર કરવાની તાકાત પણ પૂરી ન મળી હોય-ન ખીલી હોય, વિચારોને ઘટિત શબ્દો અને સુગમ શૈલીમા ઉતારતાય આવડતુ ન હોય અને પરોક્ષ સભળાતી વાતો અથવા અહેવાલોની વિગતો ઉપર આધાર રાખી દૃઢમત ઉચ્ચારવામા સાહસ અને અન્યાયનો ભારે ભય રહેલો હોય, છતા મ્હે આ સેવા સ્વેચ્છયા ઉપાડી છે, એટલે આ સબધમા પણ મ્હારી સમજણો પ્રકટ કરવીજ જોઇએ. હું સામાન્ય રીતે ખાત્રી રાખી શકાય એવી હકીકતોનો જેને આધાર હોય એવીજ વાતો જણાવીશ, છતા વાચકને સાવધાન રહેવા વિનવુ છુ કે આમા આવે તે એમને એમ માની ન લે. પોતાને મળતી બીજી માહિતીઓ સાથે આ વિગતો તે મેળવે પછી આ અતિ અગત્યની અને નાજુક બાબતમા પોતાને માટે મત બાધે

સમ્રાટ સત્તા સાથેની સધિઓથી મર્યાદિત ન બની હોય એવી તમામ બાબતોમા રાજ્યને મથાળે કુલ મુખત્યાર-ધણીપદે ખુદાવિંદ નવાબ સરકાર વિરાજે છે એમના હાથમા અમર્યાદ સત્તા હોવા છતા પોતાના અગત કારણે પ્રજાને કંઈ પીડા ન થઇ જાય એવી વૃત્તિવાળા તેઓ છે પ્રજાપ્રેમ એમના હૃદયમા છે ટુકા અમલમા પણ પ્રજાને તેનો અનુભવ થયો છે. ખેડુતોને ખબર છે, મહાજન જાણે છે, સામાન્ય પ્રજા વર્ગોમાય તેની પ્રતિતિ થઈ છે જુનાગઢના ધણીને વશપરપરાગત મળતો આ ઉમદા વારસો છે છતા આ ઉત્તમતાનો લાભ પ્રજાને મળતો હોય તેથી વિશેષ આપી શકાય તેમ છે. એમ કેમ નથી થતુ ? એ વિકટ પ્રશ્ન છે શિક્ષણ, ઉછેર, સગતિ, નાના

મોટા સ્વાનુભવો વગેરે ઘણાંક કારણો આમાં કામ કરતાં હોય, પણ પ્રજામત અને પ્રજાસ્થિતિ હજુરશ્રીની સમક્ષ નિરંતર મૂકાયા કરે એવી કોઇ વ્યવસ્થા નથી તેનેજ પ્રધાન કારણ ગણી શકાય. રાજહૃદયમાં રહેલા પ્રજાપ્રેમની પ્રતિતિ પામેલી પ્રજાને લગતી વાતો સીધી રીતે ખુદાવિંદ સરકારશ્રી જાણતા રહે તો અત્યારે જે જે અણગમતું દેખાતું હશે તેના સરસ ખુલાસા થઈ જઇ શકે તેમ છે; કારણ કે ધણીના દિલમાં પ્રેમ અને રહેમ છે, તેમ રૈયતનાં હૈયામાં રાજભક્તિ છે. રાજા અને પ્રજાનાં હૈયે હૈયાં મળે નહિ ત્યાં સુધી રાજ્ય વહીવટ નિષ્પીડ, પ્રગતિકર અને યશસ્વી થઇ શકેજ નહિ. ફરમાન નં. ૧૩ નાં મૂળમાં આ સમજણ હોય તેમજ દેખાય છે. જો ખુદાવિંદ સરકારશ્રી તરતને માટે માત્ર એ ફરમાનનો યથાર્થ અને નિયમિત અમલ થતો રહે એવોજ કોઇ પ્રબંધ કરે તો આ બાબતમાં ઘણુંય ઠીક થઇ શકે. ઘુસપુસ વાતો કરી મન વાળતી હોય એવી પ્રજાએ પણ સત્યતા, સભ્યતા અને નિર્ભયતાથી આ ફરમાનનો અમલ અસરકારક થવામાં સહાયક થવું જોઇએ. આટલુંય જો ન થાય તો રાજપ્રકૃતિની અસ્થિરતા, ખરચાળપણું, નરમાશ અને એવી એવી વાતો કરી જે જે સહેવાનું આવે તે પ્રજા સહન કરતી રહે અને એ બધાને સરવાળે કુદરતના નિયમો પ્રમાણે વહેલે મોડે સમસ્ત સંસ્થાનની જે સ્થિતિ આવવીજ જોઇએ તેને સહી લેવાને રાજ્ય અને પ્રજા તૈયાર બને.

વર્તમાન વહીવટનાં મુખ્યાંગને પ્રજાપ્રેમી ભાળી,લોકસ્થિતિથી તે વધારે વાકેફગાર રહે તેવી આશા રાખી, અધિકારી મંડળમાં સર્વ સત્તાધીશ મુખ્ય દિવાન સાહેબ તરફ હવેનજર કરીએ. મુખ્ય દિવાનપદપર એક જુવાન જુનાગઢી અમીર સાહેબ છે. સમગ્ર સૌરાષ્ટ્રનું લક્ષ આ જુવાન પુરૂષ તરફ ખેંચાઈ રહે એમ છે, અને જુના-

ગઢની પ્રજાની તો સર્વ આશાઓનું એ કેન્દ્રસ્થાન છે. તેઓ ખુદાવિંદ સરકારશ્રીના સમવયી અને બચપણથી નિરંતર સહવાસી-સહચારી છે. એટલે બાદશાહી રીતભાત, સમ્રાટ સત્તાના પ્રતિનિધિઓ સાથેનો વર્તાવ અને અમલદારીનો એમને જરૂર અનુભવ હોય. જીવનમાં નાના મોટા વિપ્લવો દેખાયાથી માનવજીવનની વિકટતાનો એમને ખ્યાલ આવેજ. એમના અભિલાષો પણ મોટા છે. એમની કુલિનતા-જન્ય ભલાઈ પણ વખણાય છે. એમની ન્યાયપ્રિયતાનું દૃષ્ટાંત તો તાજુંજ બેસાણ મહાલના મુનસફ સાહેબના કિસ્સામાંથી સહુને દેખાઇ રહ્યું છે. ઉચ્ચ પદારૂઢ આવા સુભાગી જુનાગઢી અમીર બંધુ તરફથી જુનાગઢની પ્રજા મોટી આશા રાખે તો તેમાં આશ્ચર્ય નથી. પરંતુ એમનું ખરચાળપણું પ્રજાને બ્હીવરાવતું હશે. પ્રજાજનોમાં છૂટથી ભેળાવાની તકો મેળવવાને બદલે સમ્રાટ સત્તાના પ્રતિનિધિ અમલ-દારો સાથે સંબંધ વધારવાની એમની દેખાતી હોંશ ઉપરથી પ્રજાને કંઇક નિરાશા થતી હશે. છતાં પ્રજા આશા રાખી રહી છે કે પોતાનાં પદ, માન, મરતબો નિશ્ચિત અને સ્થિર બનતાં લોકસ્થિતિ સ્વાનુભવથી સમજવાના પ્રયત્નો અમીર સાહેબ કરશે. જરા ત્વરા થાય એમ તો સહુ ઇચ્છેજ. એમને મળેલી તકનો સુંદર-સફળ ઉપ-યોગ થાય તો સૌરાષ્ટ્રના ઇતિહાસમાં અમર થવાનો આ મોકો છે. અમીર સાહેબ આનો વિચાર કરે તો ભારે કામ થઇ જાય; રાજ્ય અને પ્રજાનું બહુ હિત સાધી શકાય.

અત્યારની વહીવટી પદ્ધતિ, પૂર્વોક્ત બે અગ્રેસરોનાં વ્યક્તિત્વ ઉપરજ પ્રજાનાં સુખ દુઃખની વિધાત્રી બને તેમ છે. છતાં અમુકાંશે મહેસુલી, હિસાબી, ન્યાય, પોલીસ, જાહેર બાંધકામ, રેલવે, બંદર, શિક્ષણ અને વૈદક ખાતાંના મુખ્ય અધિકારીઓની મનોદશા પણ વહીવટનાં પરિણામો માટે જવાબદાર ગણી શકાય તેમ છે. આ ૯

માંથી ૬ બીન જુનાગઢી છે, અને એ ૬ માંથી ૩ ખ્રિસ્તિ અને એક યાહુદી ગૃહસ્થ છે. જુનાગઢની ૪,૬૫,૪૯૩ માણસોની વસ્તીમાં માત્ર ૯૦ ખ્રિસ્તિ અને ૫૩ પારશી બંધુઓ સિવાય બાકીના હિન્દુ અને મુસલમાન છે. રાજ્યની બહારના, આમવર્ગથી બહારના, રાજ્યના બે મુખ્ય ધર્મોની બહારના પુરુષોનું અધિકારીમંડળ લોકસ્થિતિ જાણી વહીવટ ચલાવે એ સહેલાઇથી સમજાતું નથી. વળી પ્રજાએ તો ઘણાં વર્ષો સુધી આવું દીઠેલું જ નહિ, એટલે એમને તો આ બધું નવું નવું લાગે અને પોતાની સ્થિતિ પોતેજ મનમાં સમજી બેસી રહેવામાં લાભ માને. આમ થવાથી હિતાહિત સમજવાનું રાજ્યને માટે અઘરૂં થઈ પડે. પ્રજાની ઉન્નતિના હેતુથી થતા પ્રયત્નો વિષે પણ નિરર્થક શંકા રહ્યા કરે. ટુંકમાં પ્રજાને વર્તનમા વહીવટમાં સીધી રીતે ભાગ મળી શકે તેવી ગોઠવણ નથી. આડકતરી રીતે પ્રજાનાં હિતાહિત લક્ષમા આવ્યા કરે એવી પણ કોઈ મજબુત સ્થિતિ દેખાતી નથી. આ સ્થિતિનાં પરિણામોના થોડાક નમુના જોવાથી તેનું સ્વરૂપ સ્પષ્ટ સમજાશે.

ફરમાન નં. ૧૩ થી પ્રજાને સ્વરાજ્યને માર્ગે ચડાવવાની શુભ શરૂઆત આ વહીવટમાં થઇ છે. તેની કોઇથી ના નહિ કહી શકાય. પ્રજામતની ગેરહાજરીને લીધે આવાં સુંદર ફરમાનમા જાણે પ્રજાની એકતા તોડી, બે વર્ગમા વહેંચણી થતી હોય એવું દેખાઇ આવે છે. સુધરાઇ સભા અને ગામપંચના બંધારણો સરખાવીએ તથા ખેડુત અને બીનખેડુત બધાં એકજ સરકારનાં સરખા માનીતા પ્રજાજન છિયે એવો આજસુધીનો પ્રજાનો ભાવ ધ્યાનમા રાખીએ તો આ ફરમાન ઉપરથી પ્રજાના બે ભાગ પડતા દેખાઈ આવે.

ઉપજ ખર્ચના આંકડાઓ જોઇને પણ પ્રજા હેબતાઇ જાય. સં. ૧૯૪૮ મા રાજ્યની ઉપજ રૂ. ૨૪,૯૪૦૦૦, સં. ૧૯૪૮ થી ૧૯૬૭ ની સરેરાશ ૨૦ વર્ષની વાર્ષિક ઉપજ રૂ. ૨૮,૧૨,૦૦૦,

સ. ૧૯૬૮ થી સં. ૧૯૭૫ સુધીમા સરેરાશ રૂપીઆ ૪૭,૬૫,૦૦૦ અને સં. ૧૯૭૬ થી ૭૮ માં રૂ. ૬૦,૪૬,૦૦૦ અને અનુક્રમે ખર્ચ રૂ. ૨૧,૧૦,૦૦૦, ૨૪,૮૦,૦૦૦, ૪૦,૨૦૦૦૦, અને ૬૨,૫૪,૦૦૦ નું થયું છે. આ ઉપરથી જોવાશે કે નવા વહીવટમા તરતના આગલા વહીવટ કરતા ઉપજમા રૂ, ૧૩,૦૦,૦૦૦ નો અને ખર્ચમા રૂ. ૨૨,૦૦,૦૦૦ નો વધારો થયો છે. જુની ઢબના વહીવટના આાકડાઓ સાથે તો આ બે આકડાઓ સરખાવીજ કેમ શકાય ? ટકામા આાકડા જોઇએ તો નવા વહીવટમા ઉપજમા ૧૦૫ ટકા ખર્ચ થયો છે અને તેની તરતના આગલા વહીવટમા ૮૭ ટકાનો હતો. આ આાકડાઓ જોઇ ખર્ચ કયા કયા ખાતામા વધે છે તે વિચારવા પ્રજા બેસે છે તો રાજકુટુમ્બ, રિયાસત, મામુલી, પરચુરણ અને જાહેર બાધકામ ખાતાનો મોટો ભાગ આવે છે. શિક્ષણની સંસ્થાઓ કમી થતી જાય છે તેનું ભાન આવતા પ્રજા અકળાય છે. જે ખાતાઓના ખર્ચમા વધારો થતો જાય છે તેની પ્રજાની પ્રગતિ ઉપર સીધી શુ અસર થાય છે તેનો વિચાર કરતા કંઇ સૂઝકો મેળવી શકાતો નથી વળી ઉપજ કરતા ખર્ચ વધતો જુએ ત્યારે કર ભરનાર ગભરાય. પ્રજાનો દીર્ઘ કાળથી દૃઢ સસ્કાર બંધાઇ ગયો છે કે જુનાગઢમા, રાજ્ય અથવા પ્રજાને નૈમિત્તિક આફતોમાથી બચાવવાના પ્રસગો સિવાય, ઉપજ કરતા ખર્ચ કદિ વધેજ નહિ. પણ આવી કોઈ આફત આવ્યાની પ્રજાને જાણ નથી થઇ. પ્રજાની કોઈ પ્રકારની ઉન્નતિ સાધવા ઉભી થએલી યોજનાઓને ખાતર ખર્ચ વધ્યુ હોય એમ પણ નથી લાગતુ. એટલે આ વધતા ખર્ચથી તાત્કાલિક કે કાળાંતરે લાભની આશાનો દિલાસો પણ પ્રજાને નથી રહેતો.

કોઇ જાણીબુજીને આવું કરે નહિ. રાજ્યની વર્તમાન અને ભાવિ સ્થિતિ વિષે નિયમિત સર્વપક્ષી વિચારણા ચાલતી હોય તો

આવું થવા પામે નહિ. વર્તમાન વહીવટના લક્ષ ઉપર જો આ વાતે ચોકખી રીતે રજુ થતી રહે તો તેમા સુધારો પણ થાય. પરંતુ જે પ્રજા પાસેથી રાજ્યનો ખજાનો ભરાય છે તેને આય–વ્યયના સાધનો અને કારણોના વાજબીપણાની સીધી ખાતરી મળ્યા કરતી હોય તો આ બધામા સરલતા વધે. અશાંતિ ઓછી થાય.

પહેલા રાજાઓ અંધારપછેડો ઓઢી પ્રજાની સ્થિતિ જાતે જોતા; વેશ બદલી ટોળામા ભળી જઇ વસતીમા ભેળાતા; પીડિતોનો પોકાર પરબારો પોતાના કાને પહોચે તેવો પ્રબંધ રાખતા, ચારણ, ભાટ, બારોટ, સાધુ, ગુસાઇ, ભાંડ, ભવાયા જેવા પ્રજાના જીવનમા નિરન્તર ભળી રહેનારાઓ દ્વારા જુદી જુદી રીતે લોકસ્થિતિથી જાણીતા થઇ જતા, પ્રજાની નાડ પારખી રાજ્યને જાહેર કરનાર વિશ્વસનીય દૂતો રાખતા. આજ આવુ કંઈ રહ્યું નથી કંઇક હોય તો તે અસરકારક સ્વરૂપમા નહિ હોય. આજ તો છાપાની જેવી તેવી વિગતો, રાજમહેલ સાથે સબંધ ધરાવનારા નાના મોટા માણસોની તરંગી વાતો, નોકરોની પેટપીડાના બખાળાઓ, અને અંદર, બીરુ, દીન પ્રજાની ઘુસપુસ વાતોમાજ લોકસ્થિતિનું ચિત્ર જોવાનું રહ્યુ છે. આવી માહિતીઓથી કાંઇ વહીવટમા પ્રગતિકર સુધારાઓ રચી ન શકાય લોકોની વાતો લોકોના સાચા પ્રતિનિધિઓદ્વારાજ સત્ય સ્વરૂપમા રજુ થઇ શકે

સૌરાષ્ટ્રનુ સાર્વભૌમ, અગ્રણી, પ્રજાપ્રેમી રાજ્ય આનો વિચાર નહિ કરે ? ઢીલ થશે તો આજના પ્રજામતના યુગમા, જેનો વ્યવહાર ઉપયોગ ન દેખાય એવા પ્રેમના ભાવબન્ધનનુ ટકાઉપણું ક્યાં સુધી ચાલશે ? પ્રજાના જીવન ઉપર સીધી શુભ અસર ન કરે તેવા ઉચ્ચ અભિલાષો અને ઉચ્ચ અમીરી ભલાઈ પ્રજાને ક્યા સુધી

આકર્ષી રાખી શકશે ? પ્રજાનું ભાવબન્ધન એકવાર ઢીલું પડ્યું તો માત્ર બહારની મદદ કેટલી કામ લાગશે ? આવા પ્રશ્નો વર્તમાન વહીવટને અને પ્રજાને વિચારવા જેવા નથી ? આ બધાનો રાજ્ય અને પ્રજાની એકતા પૂર્વક વિચાર અને ઉકેલ થાય એવી આશા છે. તેની સફ-ળતા માટે પ્રભુને પ્રાર્થના છે.



# પ્રકરણ ૪ થું: આય-વ્યય.

આગલા ત્રણ પ્રકરણોમા જુનાગઢમા ભયંકર જુલમો અને ભારે પ્રગતિના ચિત્રોની ગેરહાજરી, પ્રજામતની અસંગઠિતતા અને અવ્યક્તતા, વર્તમાન વહીવટમા સુધારાનો અવકાશ અને આવશ્યકતા, અંશત જોવાયા. કંઈક પ્રત્યક્ષ અને પરોક્ષ, રાજ્ય અને પ્રજાને સૂચનો થયા. આ માટે એ બધુ થયુ છે તે જાણવાની વિચારક વાચકો આશા રાખે. હવેના પ્રકરણોમા રાજ્ય અને પ્રજાની વર્તમાન સ્થિતિનો જરા વધારે વિગતે વિચાર કરીએ અને એમાથી વાચકની કારણ જાણવાની ઇચ્છા સંતોષવાની આશા રાખીએ.

કોઇ પણ સંસ્થાનનુ આય-વ્યય ખાતું રાજ્ય અને પ્રજા ઉપર બહુજ અસર કરે છે. મજુરપક્ષીય પ્રધાનમંડળે આ વાત એકવાર જાહેર રીતે જગતને સંભળાવી છે એ પક્ષે આશા રાખી હતી કે આપણા બીજા અંદાજપત્રક (બજેટ)થી બે સબળ જામેલા વિરોધી પક્ષોનો પૂરો પરાજય થઇ જશે બ્રિટિશ સામ્રાજ્યના દુર્ભાગ્યે એ પરિણામ મુલતવી રહ્યુ છે. જો કે જુનાગઢના વર્તમાન રાજ્ય બંધારણમા આવા વિચારોને સ્થાન નથી, છતા સત્ય તે સત્યજ છે, અને વહેલુ મોડુ સત્યજ સ્થિર, સફળ થશે. આપણે એટલુંજ માનીએ કે કોઈ પણ રાજ્યના આય-વ્યયના અંગોમાથી રાજ્ય-પ્રજાની સ્થિતિનું ખરૂ ચિત્ર જોઇ શકાય

જુનાગઢના આ ચિત્રનો ઉત્ક્રમ ત્રિવિધ જીવન-વિધાનની કલ્પનાનું પરિણામ છે એ ચિત્રાલેખનનો આરંભ કરનાર અને તેને ઘાટ આપનાર જુની ઢબના, રાજ્યત્વનો નિખાલસ ગર્વ રાખનાર રાજાઓ અને કારભારીમંડળ છે. તેમા રંગ પૂરનાર અને તેને મરોડ આપનાર બ્રિટિશ સરકારનો વાલી વહીવટ છે. તેને વર્તમાન સ્વરૂપ આપનાર

અગ્રેજ શિક્ષકો અને સત્સંગીઓની અસરનો ઓપ પામેલ વર્તમાન વહીવટ છે.

સં. ૧૯૪૮થી આય-વ્યયનો પદ્ધતિસર નોંધેલો વાર્ષિક વહીવટ જોઇ શકાય છે. એ સાલથી રાજ્યનાં આય-વ્યયનાં અંદાજ પત્રકો નિયમિત ધોરણે રખાતાં આવે છે. મને પ્રાપ્ય સાધનોમાં સં. ૧૯૪૮ થી ૧૯૭૮ સુધીનાં ત્રીસ વર્ષોના આંકડાઓ છે. બહુ ઇચ્છા છતાં સં. ૧૯૭૯ અને ૧૯૮૦ ના આંકડા મેળવી શક્યો નથી. એટલાં અધુરાંપણાં માટે હું વાચકની પ્રારંભમાંજ ક્ષમા ચાહું છું, અને જે કોઈ સુભાગીને એ સુલભ હોય તેમને મ્હારી આ ઉણપ ઉડાડવાની પ્રાર્થના કરૂં છું.

આ ત્રણ દાયકામાં પહેલા બેમાં જુની ઢબનો વહીવટ હતો. (સં. ૧૯૪૮ થી સં. ૧૯૬૭.) ત્રીજામાં આશરે આઠ વર્ષ બ્રિટિશ વાલી વહીવટ અને ત્રણેક વર્ષ વર્તમાન વહીવટ હતો. પહેલા બે દાયકામાં રાજ્યને ભયંકર દુષ્કાળો સામે લડવું પડયું હતું. સોના રૂપાની ગાડી તૈયાર કરાવી, બહાઉદ્દીન કૉલેજની ભવ્ય ઇમારતનો ખર્ચ ઉઠાવી, વાઇસરોય સાહેબની મહેમાનગતી કરવાનું પ્રાપ્ત થયું હતું; બહેસ્તનશીન યુવરાજ શાહજાદા સાહેબનાં લગ્નનો અને ઉત્તર-કાર્યનો ખર્ચ પણ એજ કાલાવધિમાં હતો. આમ આ સમયમાં નૈમિત્તિક ખર્ચો ઉઠાવવાના હતા, એટલું આ અંક-ચિત્ર જોનારે નજ-રમાં રાખવાનું રહે છે. સં. ૧૯૪૮ માં રાજ્યની ઉપજ રૂ. ૨૪,૯૪,૦૬૬ અને ખર્ચ રૂ. ૨૧,૧૦,૩૮૯ અને આ બે દાયકાનું સરેરાશ વાર્ષિક ઉત્પન્ન રૂ. ૨૮,૧૨,૦૦૦ અને ખર્ચ રૂ. ૨૫,૭૪,૦૦૦ હતું.

પછી પ્રજાનાં ભાગ્યબળે બ્રિટિશ વાલી વહીવટ આવ્યો. એ વખતે એટલે સં. ૧૯૫૭ માં રાજ્યની ઉપજ રૂ. ૩૩,૮૩,૭૭૯

અને ખર્ચ રૂા. ૨૪,૨૩,૯૮૫નો હતો. પછીના આઠ વર્ષના અરસામા એટલે સં. ૧૯૭૫ સુધીમા રાજ્યની સરેરાશ આવક રૂ. ૪૭,૬૨,૦૦૦ની અને ખર્ચ રૂા. ૪૦,૨૧,૦૦૦, નો હતો. આ આંકડાઓપરથી વહીવટ માટેની સમજણ અન્યાથી ન થઇ જાય તે ખાતર નિહાળનારે ધ્યાનમા રાખવુ કે ઉપજમા રાજ્યના તોષાખાનાના સંચયમાથી કઇ રકમો આવી હશે, અને ખર્ચમા મહા યુદ્ધના નિમિત્તે, બીજા દેશી રાજ્યોની પેઠે જુનાગઢને પણ શહેનશાહતની મૈત્રીને અંગે થયેલા ખર્ચનો સમાવેશ થયો હશે

નવા વહીવટના તો માત્ર ત્રણ વર્ષનાજ આંકડાઓ છે, તે એમને એમ જોઇએ:

સં. ૧૯૭૬–૭૭–૭૮, અનુક્રમે ઉપજ રૂા. ૬૨,૧૦,૦૦૦, રૂ ૫૮,૬૪,૦૦૦. રૂ. ૬૦,૬૫,૦૦૦ અને ખર્ચ રૂા ૪૮,૩૭,૦૦૦ રૂ. ૭૭,૫૫,૦૦૦ રૂ. ૬૧,૭૧,૦૦૦. આ આંકડાઓ ઉપરથી સમજણ દઢ કરતા પહેલા જોનારે ધ્યાનમા રાખવું કે નવા વહીવટના આરંભનાજ એ છે. આ સમયમા રાજ્યને, રાજ્યારોહણ, શાદી, યુવરાજનો જન્મ મહોત્સવ અને મુંબઇના ગવર્નર સાહેબનો સત્કાર એવા નૈમિત્તિક ખર્ચો ઉઠાવવાના હતા, સરખામણીની સરળતા માટે આ આંકડાઓ મુકીએ:

| સંવત | આય રૂ. | વ્યય રૂ. |
|---|---|---|
| ૧૯૪૮ | ૨૪,૯૪,૦૦૦ | ૨૧,૧૦,૦૦૦ |
| ૧૯૪૮ થી ૧૯૬૭ સુધી સરાસરી | ૨૮,૧૨,૦૦૦ | ૨૫,૭૪,૦૦૦ |
| ૧૯૬૮ થી ૧૯૭૫ સુધી સરાસરી | ૪૭,૪૨,૦૦૦ | ૪૦,૨૦,૦૦૦ |
| ૧૯૭૬ થી ૧૯૭૮ સુધી સરાસરી | ૬૦,૪૬,૦૦૦ | ૬૨,૫૪,૦૦૦ |

જુની ઢબના બે દાયકાના કારભારમા રાજ્યની આવકમાં ૧૨ ટકાનો અને ખર્ચમા ૨૨ ટકાનો વધારો થયો. બ્રિટિશ વાળી વહી-

વટમાં બંને બાજુ ૯૦ ટકાનો અને વર્તમાન વહીવટમાં ઉપજમાં ૧૪૨ ટકા અને ખર્ચમાં ૧૯૬ ટકાનો વધારો દેખાય છે. બે બે દાયકાના અમલમાં પણ જે વધારો જુની ઢબના કારભારે કર્યો તે પછીના બીજા બે સુધરેલી ઢબના એક દાયકાથી પણ ઓછા કારભારોમાં કરેલા વધારા પાસે તો કંઈ હિસાબમાંજ નથી. આ સ્થિતિ જોઇ પ્રજા જુની ઢબની નવાબી સરકારો અને જુના કારભારી મંડળને સંભારી સંભારી આંસુઓ પાડે અને સુધરેલી ઢબના કારભારિયોથી ધ્રુજે તેમાં કોઈને નવાઇ નહિ લાગે.

પ્રજાની આબાદીને લીધે ઉપજ વધી હોય તો રાજી થવાનું છે, અને પ્રજાનું હિત સાધવા થયેલી યોજનાઓને ખાતર ખર્ચ વધ્યું હોય તો વાહ વાહ કહેવાય. પણ આમ થયું છે કે નહિ તેનો આપણે વિચાર કરીએ.

રાજ્યે પ્રજાની માથાં દીઠ આવકની ગણતરી કદિ કરી હોય એવું જાણવામાં નથી. બ્રિટિશ ભારતમાં એવો પ્રયત્ન સરકારે તેમજ પ્રજાના અગ્રેસરોએ કર્યો છે. ત્રીસ વર્ષ પહેલાં બ્રિટિશ ભારતમાં માથાદીઠ વાર્ષિક આવક રૂ. ૩૦ ને આશરેની ગણાઇ હતી. આજે આશરે રૂ. ૫૦ ની ગણવામાં આવે. સૌરાષ્ટ્રમાં આ આંકડાઓ એમને એમ માની ન લેવાય. બ્રિટિશ ભારતમાં માતબર ગોરા વેપારીઓ, ગોરા અને દેશી ઉદ્યોગપતિઓ, જમીનદારો અને ધંધાદારીઓ છે. સરાસરી કાઢવામાં આ બધાની આવક ગણી લેવામાં આવે. સૌરાષ્ટ્રમાં પ્રજાનું જીવન, બહુભાગે હજી પુરાણી પ્રથા પ્રમાણે વીતે છે. ત્યાંની વસ્તીની માથાદીઠ આવક બ્રિટિશ ભારતની પ્રજાના કરતા ઓછી હોવાનો સંભવ છે. છતાં માનીએ કે સૌરાષ્ટ્રમાં પણ ત્રણ દાયકામાં માથાદીઠ આવક રૂા. ૩૦ ઉપરથી ૫૦ ની થઇ ગઇ છે, એટલે કે પ્રજાની વાર્ષિક માથાદીઠ કમાણીમાં ૬૬ ટકાનો વધારો થયો છે.

આની સરખામણીમાં રાજ્યની આવકમાં ૧૪૨ ટકા અને ખર્ચમાં ૧૯૬ ટકાનો વધારો મૂકીએ તો અનેક વિચારો આવે. જેને જેને જે જે વિચારો આવે તે જો બહાર મૂકે તો સત્ય તરવાઇ આવે. વસતીની ઉપજ વધે તો રાજ્યની આમદાની વધારવીજ એવો નિયમ ન જોઇએ. પ્રજાની આબાદી અને રાજ્યની ખરી આવશ્યકતાનાં પ્રમાણમાં આમદાની વધે એ વાજબી ગણાય. છતાં માનીએ કે વસતીની આવકનાં પ્રમાણમાં રાજ્યની આમદાની પૂરેપૂરી વધવીજ જોઇએ, તો જુનાગઢની આવક રૂા. ૨૫ લાખને બદલે ૪૨ લાખની વાજબી ગણાય. પણ રાજ્યને તો ૬૨ લાખની આવક થઇ છે. પ્રજાને કોઇ ચતુર કારભારીઓએ ગોખાવી રાખેલું છે કે "ભાઇ, સરકારના નસીબ મોટાં છે !" એ શું ખરૂં જ હશે ?

ખર્ચની બાબતમાં સૌરાષ્ટ્ર પોતાનાં સંતાનોને એક સાદી કહેવત શીખવે છેઃ "બાપુ ! પછેડી પ્રમાણે સોડ તાણવી." આમાં બહુ મોટો અનુભવ અને ઉંડું વ્યવહાર જ્ઞાન સમાયું છે. રાજ્યને "નસીબદારી" હોવા છતાં આ જ્ઞાન કંઇ કામ લાગ્યું હોય એમ જણાતું નથી. પ્રજાહિત માટે ઉપડાઇ હોય એવી કોઇ મોટી યોજનાઓની ખબર મળી નથી. છતાં ત્રીસ વર્ષમાં જ્યાં ૧૯૬ ટકા ચાલુ ખર્ચ વધી જાય ત્યાં બચાવ માટે પ્રભુની પ્રાર્થના સિવાય બીજો શું ઉપાય છે ? આ લેખમાં આ વિષે ટીકા નહિ કરતાં, વાચક ! ચાલો, આપણે પ્રભુની પ્રાર્થના કરીએ કે, હે દયામય ! દયાકર. સૌરાષ્ટ્રના સાર્વભૌમ બચાણી દેશી રાજ્યને કરજ અને નબળાઇના ગર્તમાં ગબડતાં બચાવ ! બચાવ.

---

# પ્રકરણ ૫ મું: ઉપજનાં સાધનો.

આગલાં પ્રકરણમાં આય-વ્યયનું સમગ્ર સ્વરૂપ જોયું. આ પ્રકરણમાં ઉપજનાં મુખ્ય મુખ્ય સાધનોનો વિગતે વિચાર કરીએ. જમીન મહેસુલ, તરી-ખુશકી જગાત, જંગલ, રેલવે, આબકારી: એ રાજ્યની પેદાશનાં મુખ્ય સાધનો છે. આ ઉપરાંત જોરતલબી, ન્યાય, સ્ટેમ્પ અને દરેક ખાતાંને અંગે થતી થોડી થોડી પેદાશો છે. જેને આ બધી વિગતો પૂરેપૂરી જોવાની ઇચ્છા થાય તેણે રાજ્યના વાર્ષિક વહીવટી અહેવાલો જોઇ લેવા વિનતિ છે. ઘણા પ્રજાજનો એ જુએ અને પોતાને માટે વિચાર કરતા શીખે એ ઇષ્ટ છે. હું તો આ લેખમાળાના મૌલીક હેતુ પુરતીજ વિગતો આપી શકું તેમ છું.

**જમીન મહેસુલ** ઉપર ભરતખંડના કોઇપણ ભૂવિભાગની આવકનો મુખ્ય આધાર છે. જુનાગઢમાં રાજ્યની આવકનું એ મુખ્ય અંગ છે. એ આવક બહુ વધી છે. સં. ૧૯૪૮ માં રાજ્યને ઉપજનાં બધાં અંગોદ્વારા રૂા. ૨૪,૯૪,૦૦૦ થયા હતા. સં. ૧૯૭૮ માં માત્ર જમીન મહેસુલમાંથી રૂા. ૨૫,૦૭,૦૦૦ મળ્યા. સં. ૧૯૪૮ ના આ અંગના જુદા આંકડા મળતા નથી. છેલ્લા દશબાર વર્ષના ઉપલબ્ધ આંકડાઓ ઉપરથી અનુમાન બાંધવું જોશે. આ આંકડાઓ ઉપરથી, કુલ આવકના, ૪૦ થી ૫૦ ટકા આ ઉપજના ગણી શકાય. પરંતુ જુની ઢબના વહીવટમાં આવકનાં બીજાં સાધનોની બહુ શોધ કે ખીલવટ ન થઇ હોય એમ માનીને સં. ૧૯૪૮ ની આવકમાંથી પુરા ૫૦ ટકા આ આવકના ગણીએ તો એ સાલમાં રાજ્યને એમાંથી આશરે રૂા. ૧૨,૫૦,૦૦૦ મળ્યા ગણાય. આપણે જોયું છે કે એ પછીના બે દાયકામાં રાજ્યની કુલ આવકમાં અંદાજે

૧૨ ટકાનો વધારો થયો છે. એટલે છેલ્લાં દશેક વર્ષમાં આ આવક ૮૦ થી ૧૦૦ ટકા વધારી એમ લાગે. ખરૂં છે કે આગળ ભાગ-બટાઇ અને વેરાનું ધોરણ હતું. બ્રિટિશ વાલી વહીવટે વીઘોટીનું ધોરણ દાખલ કર્યું. મહા યુદ્ધની અસરથી ખેતીની પેદાશોના ભાવ વધ્યા અને ઇ. સ. ૧૯૧૩–૧૪ ના વાર્ષિક વહીવટમાં જણાવ્યું છે તેમ (Improved management) સુધારેલી વ્યવસ્થા થઇ. આવકના વધારાનાં આ બધાં કારણો સૌને સ્વીકાર્ય હોય યા નહિ, પણ આપણે એનું વાજબીપણું સ્વીકારી લઇએ. છતાં મહેસુલનો વધારો પ્રમાણ બહારનો નથી લાગતો ? વિચાર કરાવે એવો છે એમ તો ઘણાને લાગે, કારણકે જુની ઢબના વહીવટનો ખેડુત ઉપરનો પ્રેમ મનોમય હતો, તે સુધરેલા વહીવટોમાં વાણીદ્વારા બહુવાર વ્યક્ત થયા કર્યો છે. જમીન મહેસુલનો આવો મોટો વધારો મહેસુલ આપનાર પ્રતિ ભારે પ્રેમ છે એમ વારંવાર ઉચ્ચારનાર વહીવટોથી કેમ થયો હશે? એ વિચાર પ્રજાને મુંઝવે ખરો. ખેતીની પેદાશોના ભાવો વધ્યા છે ખરા, કોઇ કોઇ સ્થળે ઓછા કિંમતીને બદલે વધારે મૂલ્યવાન પાકો ઉગતા થયા છે ખરા, પણ સાથે સાથે જીવન નિર્વાહના બધા પદાર્થોના ભાવ વધ્યા છે એ આપણે ધ્યાનમાં લેવું જોઇએ. ખેતી કરવા માટે જોઇતાં સાધનોના ભાવ વધ્યા છે એ પણ લક્ષ બહાર નજ રખાય. ખેડુત પોતે જે પાક ઉગાડતો હોય તે એક યા બે ચાર પદાર્થો ઉપરજ જીવન નિર્વાહ ન કરી શકે એ પણ આપણાથી ન ભૂલાય. અને ખેતીનો વિસ્તાર માત્ર ૧.૬૬ ટકા વધ્યો છે એ પણ ગણતરી બહાર ન રખાય. આમ વિગતેથી વિચાર કરતાં મહેસુલનો વધારો પ્રમાણ બહારનો દેખાય.

સં. ૧૯૪૮ ના છુટા આંકડા કોઇપણ વિગતના મ્હારી પાસે નથી, પણ સં. ૧૯૬૮ થી છે, એટલે હવે પછી આવકની વધઘટની

સરખામણી એ સાલની સાથેજ કરવાનું રાખશું. કારણ કે એ બધાનું પ્રમાણ અનુમાનવામા ભુલ થવાનો ભય છે, અને આપણે સત્યને વધારેમા વધારે વળગી રહી દરેક બાબતનો વિચાર કરવાનો છે

**તરી–ખુશકી જગાતનો** બોજો અપ્રત્યક્ષ છે, પરતુ એ બોજો ઉઠાવનાર તો રૈયતજ છે એ સમજાવવા માટે કંઇ શબ્દોની જરૂર નથી. સં. ૧૯૬૮ મા આ સાધનદ્વારા રાજ્યને રૂપીઆ ૩,૧૨,૦૦૦ મળ્યા હતા સં. ૧૯૭૮ મા રૂ. ૬,૯૩,૦૦૦ મળ્યા. એટલે બમણા કરતા કંઇક વધારે બોજો એક દાયકામા થયો. આ આકડાઓ વિચારતા ધ્યાનમા રાખવુ કે આમા સંસ્થાનને કેટલીક રીતે બ્રિટિશ ધોરણને અનુસરવુ પડે છે. સૌરાષ્ટ્રની જુદી જુદી રેલવેના અને બંદરોના સ્વાર્થોની અથડામણીની અસરોને પણ ભૂલવાની નથી. એટલે આ બોજાની વૃદ્ધિ માટે માત્ર જુનાગઢના વહીવટનેજ જવાબદાર ગણી ન શકાય. છતા પ્રજાને તો સહેવાનું રહે છે તેનો વિચાર ભૂલાવો ન ઘટે.

**આબકારીની આવકમા** મીઠુ, ગાજો, તમાકુ, અફીણ, દારૂ વગેરેમાથી થતી પેદાશ ગણાય છે. મીઠું પ્રજાની અનિવાર્ય જીવન નિર્વાહની આવશ્યક વસ્તુ છે, અને બીજી ચીજો ઘૃણાસ્પદ તેમજ ત્યાજ્ય છે આ ખાતાની આવક સ. ૧૯૬૮ મા રૂ. ૮૬,૦૦૦ હતી ત્યાથી વધીને સં. ૧૯૭૮ મા રૂ. ૨,૨૪,૦૦૦ સુધી પહોચી ! એટલે ઉપજના આ ઘૃણ્ય અને ત્યાજ્ય સાધનોદ્વારા એક દાયકામા ૧૬૦ ટકાનો વધારો મેળવ્યો. જે રાજ્યમા ગજવંશ મીઠાનુ મૂલ્ય લેવામા ધર્મક્ષય માને, જ્યા રાજા અને પ્રજા દારૂને નાપાક અને નિષેધ માને, અને વ્યસનોને વશ થવામા ધર્મને વિક્ષિપ્ત થતો માને,

ત્યા આ આંકડાઓ જોઇ અપાર દુઃખ થાય તેમ છે. દેશની દુર્દશા નિરાશ કરી મૂકે એવી લાગી જાય છે. આના ઉપર ટીકા ન હોય. માત્ર વહીવટને અને પ્રજાને પ્રાર્થના!

જંગલની બાબતમા જુનાગઢ ઉપર કુદરતની ભારે કૃપા છે. ગીર અને ગિરનાર મળી આશરે ૬૦૦ ચોરસ માઇલમા એનો વિસ્તાર છે. સાગ, સાજડ જેવા ઇમારતી લાકડાં, અનેક પ્રકારના બાળવાના લાકડા, રંગકામ માટે ઉપયોગી વનસ્પતીઓ, ઔષધિઓ અને ઘાસથી પ્રભુએ એને ભરી મૂકયુ છે. સં. ૧૯૬૮ મા એની પેદાશ, ઘાસની સખ્ત તંગીને લીધે, રૂ. ૨,૨૪,૦૦૦ ની આવી હતી તે સં. ૧૯૭૮ મા રૂ. ૧,૧૬,૦૦૦ ઉપર આવી ઉભી છે. દાયકામા આ પેદાશમા જીવ જેવી વધઘટ નથી થઇ. વિજ્ઞાનની મદદથી પ્રયત્નો થાય, આવશ્યક મૂડી એ ખાતે રોકી શકાય, અને રાજ્યની પેદાશ રૈયત પાસેથી વધારવાને બદલે કુદરતે આપેલા સાધનને ખીલવીને કરવાની વૃત્તિ વધારે સતેજ થાય, તો આ જંગલને સોનાની ખાણ બનાવી શકાય એમ લાગી આવે. ઘાસની મોઘવારી લગભગ ચાલુ રહેતી હોવા છતાં, ઉદ્યોગો વધારવાની ચોકખી સમજાય તેવી જરૂરીઆતો દેખાવા છતાં, મૂડી ઉભી કરવા માટે જોઇએ તે કરતાં વધારે રાજ્યની આવક છતા, આ દિશામા અધિક પ્રયત્ન કેમ નહિ થતા હોય? લગભગ બધા ખાતાની-રે ન્યાય ખાતાંની પણ પેદાશ વધી શકે, ત્યારે જંગલની આવક, ચીજોના ભાવો વધવા છતા કેમ નહિ વધતી હોય?

રેલ્વે રાજ્યને બહુ મોટી આવક આપે છે. સં. ૧૯૬૮ માં તેની આવક રૂ. ૬,૩૩,૦૦૦ ઉપરથી વધીને બ્રિટિશ વાળી વહીવટમા રૂ. ૧૨,૯૯,૦૦૦ સુધી ગઇ, અને સં. ૧૯૭૮ માં રૂ. ૧૩,૧૯,૦૦૦ને આંકડે પહોંચી. વહીવટમા વધારે કુનેહ અને ચેવટ બતાવે તો આ

ખાતાંનો ચોકખો નફો અધિક થવા સંભવ છે. ચોકખી પેદાશનો વધારો બતાવતાં ખાતાં વિષે પણ જ્યારે હું આમ લખું છું ત્યારે સંભવ છે કે કેટલાકો મને વિફરી ગયેલો અથવા ગમાર કહી મ્હારા કાન ઉમેરવા તરતજ રોષભર હાથ લંબાવે. હું તો તેમની પાસે પણ મ્હારાં કારણો રજુ કરી દઉં. યુદ્ધને લીધે રેલવેના દરો વધારવા પડ્યા. સરકારે તેમ થવા દીધું. જુનાગઢ રેલવેને પણ તેનો લાભ મળ્યો. સં. ૧૯૬૮ સુધી જુનાગઢની સ્વાંગ રેલવે માત્ર ૬૭·૩૦ માઇલની હતી. જેતલસર-રાજકોટ લાઈનમાં ૬ આની ભાગ હતો. સં. ૧૯૭૮ ની સાલમાં સ્વાગ રેલવેની લંબાઇ ૧૪૦.૪૬ માઇલની થઇ. તેથી ઉપજમાં લગભગ બમણો વધારો થાય તેમાં કંઇ બહુ નવાઈ નથી. કડક ધોરણે આંકડા સરખાવવા હોય તો રેલવેના દરમાં છેલ્લાં કેટલાંક વર્ષોમાં થયેલા ભયંકર વધારાથી આવેલી પેદાશ, કુલ આવકની રકમમાંથી બાદ કરી દેવી જોઇએ. એમ કરી સરખામણી કરીએ તો ?

કુનેહ તથા ત્રેવડ વધારવાની જરૂરનાં આ સિવાય પણ કારણો છે. જુની ઢબના વહીવટમાં રેલવેની આવક રૂ. ૫,૩૪,૭૫૪ અને ચલાવવાનું ખર્ચ (Working Expenses) રૂા. ૨,૭૨, ૨૧૭નું હતું. સં. ૧૯૭૮ માં આવક રૂા. ૧૨,૯૧,૮૬૭ અને ખર્ચ રૂા. ૭,૫૭,૧૧૩ થયું. (આ આંકડાઓ ઉપજ ખર્ચનાં પત્રકોમાંથી નહિ પણ રેલવેના વહીવટનાં પ્રકરણોમાંથી લીધેલા છે.) ૧૧ વર્ષમાં આ રીતે આવકમાં ૧૪૧·૮ ટકાનો વધારો થયો છે ત્યારે ખર્ચમાં ૧૮૪ ટકાનો ઉમેરો થયો છે. સામાન્ય રીતે આદ્યોગિક અને વાણિજ્ય ખાતાંનો વિસ્તાર વધે ત્યારે ખર્ચનું પ્રમાણ ઘટવું જોઇએ તેમજ પેદાશમાં વધારો થવો જોઇએ. આથી ઉલટું થાય તો વિસ્તાર વધારવામાં કંઈ લાભ નથી. હાનિજ ગણાય.

રેલવેના વહીવટની આટલી ઝીણી નજરથી તપાસ કરવી પડે છે, કારણ કે સંસ્થાનની રેલવે બાંધવા, પ્રજા પાસેથી લેવાતી આવક-માથીજ, મૂડીની ગોઠવણુ થઇ છે. સંસ્થાનના ખજાનામા મુડીનો સંચય થાય તેનો લાભ પ્રજાને મળવો જોઇએ. પછી તે કરના ઘટાડા રૂપે હોય, વાણિજ્ય અને ઉદ્યોગોને મદદ કરવા રૂપે હોય, ખેતીને આબાદ કરવાના સાધનોને સસ્તા કરવા રૂપે હોય, શિક્ષણ અને વૈદ્યક ખાતાના વિસ્તાર રૂપે હોય કે ગમે તે રૂપે હોય પ્રજા અને વહીવટના ધ્યાનમા આ વાત રહે તેમા નીતિ અને ન્યાય જળવાય

સ્ટેમ્પની આવક સ. ૧૯૬૮મા રૂ. ૪૬,૨૦૦ ઉપરથી વધીને સ. ૧૯૭૮ મા રૂ. ૧,૯૬,૪૩૯ થઇ. આવડો વધારો કેમ થયો હશે ? શુ એક દાયકામા પ્રજા સ્ટેમ્પનો વપરાશ બમણા કરતા પણ વધારે કરતા શીખી ગઇ હશે ? આડકતરી રીતે પ્રજા પાસેથી વધારે નાણા મેળવવા સ્ટેમ્પનો વપરાશ પરાણે વધારે થાય તેવી વ્યવસ્થા થઇ હશે ? છેલ્લું કારણ સાચું હોય એમ લાગે છે. ઇ. સ. ૧૯૧૩–૧૪ ના વાર્ષિક અહેવાલમાં આ સંબંધમા લખ્યું છે કે વ્યવસ્થિત પદ્ધતિ કરવાથી સ્ટેમ્પનું વેચાણ વધારે થયું. (Largr sale of stamps according to regularised procedure.) કઇ આવશ્યકતાને લીધે આમ કરવુ પડયું હશે ? એ આવશ્યક્તાની નીતિમત્તા માટે રાજ્યે અને પ્રજાએ વિચાર કરવા જેવુ નથી ?

સૌરાષ્ટ્ર પોષ્ટ રાજ્યની શોભા અને સ્વાતંત્ર્યનું એક ચિહ્ન છે. આ ખાતાની પેદાશ જુજ ઘટી છે. આ ઉપયોગી ખાતાને વધારે વપરાશમા મૂકી તેમાથી પેદાશ વધારવાનો કોઇ માર્ગ શોધાયાનું કેમ જણાતું નથી ?

**જોર તલબી** જુનાગઢનાં સ્વાતંત્ર્ય અને સૌરાષ્ટ્રીય સાર્વભૌમત્વની જીવંત સાહદત છે. સમ્રાટ્ સત્તા સાથેના સંબંધને લીધે આ આવક મર્યાદિત બની છે. પ્રજાની પાસેથી વધારે પૈસા લેવાય છે તેમ જોરતલબી ભરનારાં રાજ્યોની પેદાશના વધારામાંથી આ આવકમાં વધારો થવો વાજબી ગણી શકાય. નામદાર નિઝામ સરકાર સમ્રાટ્ સત્તા પાસેથી પણ પોતાનો હક્ક પાછો મેળવવા પ્રયત્ન કરી રહ્યા છે. નામદાર ગાયકવાડ સરકાર તરફથી પણ આવો પ્રયત્ન થતો હોવાની વાતો લોકો કરે છે. જુનાગઢ આ સંબંધમાં કંઇ વિચાર ન કરી શકે? જો એ થઇ શકે તો રાજ્યની શોભા અને સત્તા વધે. આ સંબંધોનું કોકડું કેવું છે તે પણ જાણતી ન હોય તેવી પ્રજા તરફથી આવો વિચાર કેમ કરવો તે વિષે કંઇ કહેવાય નહિ. વહીવટ વિચાર કરતોજ હશે. નહિ તો કરે.

ઉપર આપેલી વિગતોપરથી કોઇને પણ સમજાશે કે આવકમાં વધારો પ્રજાની સપ્રમાણ આબાદીને લીધે નહિ, રાજ્યની કુનેહ કે ત્રેવડને લીધે નહિ, ઉદ્યોગોની સ્થાપના કે ખીલવણીને લીધે નહિ, પણ જમીન મહેસુલમાં ભારે વધારો થવાથી, પ્રજાની બુરી આદતો અને આવશ્યકતાનો લાભ લેવાથી, રેલ્વેના દરમાં મોટો વધારો થવાથી અને સ્ટેમ્પને લગતાં ધોરણનું કડકપણું વધારવાથી થયો છે.

પ્રજાએ અને રાજ્યે સાથે મળી સ્થિતિનો ગંભીર વિચાર કરવાનો વખત આવી લાગ્યો છે એમ કોને નહિ લાગે?



# પ્રકરણ ૬ ઠું: ખર્ચના માર્ગો.



એકંદર ખર્ચનો વધારો ગંભીર વિચાર કરવા જેવો છે એમ આગળ કહ્યું છે. સાધારણ ખર્ચ, ઉપજ કરતા વધે તેમાથી બહુવિધ, મુશ્કેલીઓ જન્મે આ સાદી સમજને સ્વીકારાવવા વધારે શબ્દોનો ઉપયોગ કરવાથી સામાન્ય માણસાઇની પણ મશ્કરી થવા જેવુ ગણાય. માત્ર એટલુંજ બસ થશે કે રાજ્યની દષ્ટિએ પણ આ બાબતમા વધારે વિવેક જળવાય તેમા હિત છે ખર્ચની વહેચણી પ્રજાકીય દષ્ટિએ જોઇએ તો નરી નિરાશા જ મળે મુદ્દાની કેટલીક વિગતોના આંકડાઓ ઉતારી એ વિષે આ પ્રકરણમા વિચાર કરીએ

આ લેખનના હેતુ પરત્વે ખર્ચના ખાતાઓના અનેક જુથ બને આ લેખાવળીના હેતુને અનુસરતા તેના ત્રણ નિરાળા વિભાગો બની જાય છે (૧) પ્રજાના નિત્યજીવન સાથે સીધો હિત સબંધ ધરાવનાર (૨) રાજ્યના નિભાવ અને રક્ષણને લગતા (૩) પ્રજાહિતપર જેની સીધી તે સટ અસર ન સમજી શકાય તેવા ખાતા. પહેલામા શિક્ષણ અને વૈદ્યક એ બે ખાતા છે બીજામા સામાન્ય વહીવટ, ન્યાય, પોલીસ, દરબાર, કારભાર, જમીનમહેસુલ અને ખાલસા, જરીપી, રાજસ્થાનિક વગેરેઓ પ્રમાણે આપવાની રકમો, પેનશન પરચુરણ-ખાતા, રેલ્વે, બંદર, જકાત, આબકારી, સ્ટેમ્પ, બાગ-બગીચા, છાપખાનું, સૌરાષ્ટ્ર, ટપાલ, ખરચણી, અને, વરાડ એવા ૧૯ ખાતાઓ છે, ત્રીજામા રાજકુટુમ્બ, અમીરાત, ગામણી, ત્યાસન, જાહેર બાધકામ અને પર ચુરણ મળી ૬ ખાતા ગણાય

સ. ૧૯૬૮ થી ૧૯૭૮ સુધીના ૧૧ વર્ષના વિગતવાર આંકડાઓ મળી શકે છે એની આ ગણના મ્હારી પાસે નથી જેને મળી શકે તે મહેરબાની કરી એ અધુરાપણું દૂર કરે તો સમજણ વધારે

ચોકખી થઇ શકે. એકાદશ વર્ષના આ કાલાવધિમાં પ્રથમનાં આઠ વર્ષ બ્રિટિશ વાલી વહીવટનાં અને પછીનાં ત્રણ વર્તમાન વહીવટનાં છે.

આંકડાઓ ઉકેલવામાં અને તેમાંથી અર્થબોધ શોધવામાં માણસ ઘણીવાર કંટાળે છે, પણ એની રજુઆત વિના છૂટકોજ નથી. માટે વાચકને કંટાળો આપવા માટે અને લેખની વધારે જગ્યા રોકવા માટે માફી માગી જરૂરના થોડામાં થોડા આંકડાઓ નીચે ગોઠવું છું.

| ખર્ચ ખાતું. | સં. ૧૯૬૮થી સં. ૧૯૭૫ | સં. ૧૯૭૬થી સં. ૧૯૭૮ |
|---|---|---|
| ૧ કુલ ખર્ચ. | રૂા. ૩,૨૧,૭૫,૨૧૫ | ૧,૮૭,૯૩,૮૪૯ |
| ૨ શિક્ષણ, વૈદ્યક | ૧૫,૧૨,૨૭૭ | ૭,૬૮,૦૩૪ |
| ૩ રાજ કુટુમ્બ. | ૨૩,૨૨,૬૧૦ | ૨૫,૮૮,૧૧૧ |
| અમીરાત. | ૨,૨૬,૮૮૮ | ૭૪,૩૧૨ |
| મામુલી. | ૫,૨૮,૪૯૯ | ૩,૦૮,૬૨૨ |
| રયાસત. | ૧૭,૬૩,૬૯૨ | ૧૨,૧૮,૫૧૬ |
| જાહેર બાંધકામ | ૬૦,૮૫,૪૬૦ | ૨૭,૨૭,૧૨૧ |
| પરચુરણ. | ૨૩,૭૩,૫૨૫ | ૨૫,૭૬,૦૪૮ |

શિક્ષણ અને વૈદ્યકને હિસ્સે મૂળથીજ બહુ ઓછા ટકા મળતા રહ્યા છે. ઉપજ અને ખર્ચના વધારાના પ્રમાણમાં આ ખાતાં-ઓને વધારો નથી મળતો. એ કુલ ખર્ચ ઉપરથી જોઇ શકાશે. પહેલાં આઠ વર્ષમાં શિક્ષણ ખાતે ૪·૭ ટકા અને વૈદક ખાતે ૨·૪ ટકા, કુલ ખર્ચમાંથી મળ્યા છે. આ નાનો હિસ્સો પણ પછીનાં ત્રણ વર્ષમાં ઘટીને ૪·૨ ટકા અને ૨ ટકા બની ગયેલ છે. બાપુ! હિમ તો રીંગણી ઉપરજ હોય !

રાજકુટુમ્બનું આગલા આઠ વર્ષનું સરાસરી વાર્ષિક ખર્ચ રૂા ૨,૯૦,૦૦૦ નું છે. પાછળથી ત્રણ વર્ષમા રૂા ૮,૬૨,૦૦૦ નુ થયુ છે એટલે આ ખાતામા ત્રણ વર્ષમાં ૨૦૦ ટકાને આશરે વધારો થયો તખ્તનશીન થયા પછી કોઇ પણ રાજાનુ અને રાજકુટુમ્બનુ ખર્ચ જરૂર વધે બીજે કોઈ કોઇ સ્થળે આના કરતા પણ વધારે ખર્ચ થતું સભળાય છે વળી જેનુ હુ ધણીપદુ સ્વીકારૂં, જેના નિમકથી મ્હારો બાલ્યપિંડ પોષાયાનો એકરાર કરૂં, જેનુ તખ્ત અને વંશ અમર રાખવા ઇશ્વરને પ્રાર્થના કરવામા મ્હારો ધર્મ સમજુ અને જેના હક્કો કાયમ રાખવાની શરતે બની હોય તેનીજ પ્રજાકીય પ્રવૃત્તિઓમા સામીલ રહી શકાય એવી માન્યતા ધરાવુ, તેમની આવી અંગત બાબત ઉપર મ્હારાથી ચર્ચા કેમ કરાય ? કરૂં તો મ્હારી ગાજભક્તિ દુભાય, હુ લુણ હરામ દેખાઉં, ન કરૂં તો રાજ્યદ્રોહી–પ્રજાદ્રોહી–આત્મદ્રોહી દેખાઉં આ સ્થિતિ વિષમ છે એ વિષમતામાથી એકજ માર્ગ દેખાય છે કે ખુ ાવિંદ સરકારશ્રીને આકડાઓ વિચારવાની અરજ ગુજારૂં, એ અરજમા સામીલ રહેવાની પ્રજાને અને કારભારીમંડળને વિનંતિ કરૂં, અને નિવેદન કરૂં કે આ વધારો ઉપજ અને ખર્ચના એકંદર વધારાના પ્રમાણમા વધારે છે

ન્યાસત ખાતું મોટે ભાગે, રાજ્યની સગવડ, શોભા અને સુખચેનને લગતું છે એમા થતો વધારો પ્રજાના હિત ઉપર કંઇ દેખીતી અસર કરે નહિ આગલા આઠ વર્ષોની સરાસરી વાર્ષિક રકમ જ્યારે રૂા ૨,૨૦,૦૦૦ ની થાય છે ત્યારે છેલ્લા ત્રણ વર્ષમા તે રૂા ૪,૦૬ ૦૦૦ ની થઈ જાય છે સીધા પ્રજા હિતના ખાતાઓમા પ્રમાણસર ખર્ચ ન થતા કાપકુપ થાય, ત્યારે આવા ખાતામા લગભગ બમણો વધારો થતો જોઇ પ્રજા જરૂર મુઝાય અને એવા વધારાને

પહોચી વળવાના આવશ્યક વિધિઓ યોજવા અને અમલમા મૂકવા જતા વહીવટની મુઝવણ પણ વધી જાય.

**મામુલી અને પરચુરણ** ખાતાઓમા સમાતી ખર્ચની વિગતો વિષે સામાન્ય પ્રજાજન થોડુંજ જાણી શકે છે, એટલે ઉપલક રીતેજ તે વિષે વિચાર બાધે. આમા ખેરાત, મેમાનદારી, ભેટ-સોગાત, પોશાક-પાઘડી જેવી વિગતો સમાતી હશે. ખેડુતોને મુશ્કેલીના પ્રસંગોએ અપાતી માફી અને મદદ પણ વખતે આ ખાતામા આવી જતી હશે. છતાં પરચુરણ ખાતાનો વધતો ખર્ચ ચોકાવે તેવોજ કહી શકાય, કારણ કે આગલી સરાસરી રૂ. ૨,૯૬,૦૦૦ ઉપરથી વધી રૂ. ૮,૫૮,૦૦૦ સુધી આવી પહોચી છે, અને મામુલીમા થયેલો વધારો પણ નરી આખે દેખાય તેવો છે.

**જાહેર બાંધકામને** સામાન્ય રીતે પ્રજાહિતનું ખાતુ ગણવામા આવે છે. એ ખાતે મોટી રકમો ખરચાય છે. તેની વાતો જાહેર ભાષણોમા લેવાય છે. પરસ્પર પ્રશંસા ઉચ્ચારવાના પ્રસંગોએ તેની સ્મૃતિઓ તાજી થતી રહે છે. ભોળી પ્રજા અને ખર્ચની વિગતોથી અજ્ઞાત જનો તેમાથી રાજ્યની પ્રજાહિત-બુદ્ધિનું માપ કાઢે છે. પણ નીચે ખર્ચના વિગતવાર આકડાઓ આપુ છુ તે જોયા બાદ આ ખાતાને મ્હેં જે વર્ગમા મૂકયુ છે તે વાજબી છે કે કેમ, તેનો વાચક સ્વતંત્ર વિચાર બાધે. આકડાઓ વિચારતી વખતે ધ્યાનમા રાખવાનું કે સં. ૧૯૬૮ અને ૧૯૭૩ ના આકડાઓ મ્હારી પાસે નથી, તેમજ સં. ૧૯૭૭-૭૮ ના મોટરકારના ખર્ચના આકડાઓ છુટા મળતા નથી, એટલે થોડીક અટકળનો ઉપયોગ ફરજીઆત કરવો પડયો છે.

અગીઆર વર્ષમાં આ ખાતે આશરે રૂ. ૯૦,૦૦,૦૦૦ ખરચાયા છે. તેમાથી ૫૦,૦૦,૦૦૦ થી વધારે મકાનોમા, ૧૩,૦૦,૦૦૦

થી વધારે રસ્તાઓ ઉપર, ૧,૦૦,૦૦૦ આશરે પાણીની જોગવાઇ કરવામાં, ૧૫,૦૦,૦૦૦ થી વધારે બંદરના સુધારામાં, ૩૦,૦૦૦ વિજળીની રોશની માટે અને ૨,૫૦,૦૦૦ મોટરકારો પાછળ, ૩૦,૦૦૦ ટેલીફોનની સગવડમાં અને માત્ર ૧૩-૧૪ હજાર ઔદ્યોગિક શિક્ષણના પ્રબંધમાં વપરાયા છે.

જુનાગઢની મોટી ઇસ્પીતાલ, કોઇક દવાશાળા અને ગણીગાંઠી શાળાઓને બાદ કરતાં બાકીની રકમ જુનાગઢ, વેરાવળ અને બીજે સ્થળે મહેલો, બંગલાઓ, અને ઉતારાઓનો ઠઠારો જમાવવામાં વપરાઇ છે. આ મકાનો કરી લીધાથીજ છુટકો નથી; મિલકતોની ચોકી માટે, સરંજામ માટે, બાગ બગીચા અને રસ્તાઓ માટે, અને તેને દુરસ્ત સ્થિતિમાં રાખવા માટે પાછું ચાલુ ખર્ચ વધારતા રહેવું જોઇએ છે. લાખોને ખરચે, બાદશાહી ઢબે બાંધેલા જુના રાજમહેલો, કચેરીઓ, દરબારગઢો અને ઉતારાઓ મોજુદ હોવા છતાં, તેમજ બીજી બાજુ અનેક ઔદ્યોગિક આવશ્યકતાઓ ઉભેલી હોવા છતાં, પ્રજાના પરસેવામાંથી પ્રાપ્ત થતો ખજાનો આવી રીતે ઉપયોગમા લેવામાં કોને ડહાપણ કે શોભા લાગશે ? કરવેરો ભરનારાઓને આની સમજ આવતાં કેટલી ગ્લાનિ થતી હશે ? રસ્તાઓ ઉપર ખર્ચાતી રકમો વિષે પણ અનેક વિચારણીય પ્રશ્નો ઉઠે. રાજધાની અને પરાંના રસ્તાઓ અને જેના ઉપર મોટર અને ઘોડાગાડીઓ ચલાવવાની હોય તેવા રસ્તાઓ સિવાયની ગામડાની શિથિલ વિથિલ ગાડાવટો અને પાદરો પાછળ આમાથી કેટલી રકમ ગઇ હશે ? રાજ્યની આબાદીની દ્રષ્ટિએ આમ થવું ન જોઇએ ? જો એક બાજુ વિજળી, મોટરકાર અને ટેલીફોનના આંકડાઓ રાખીએ અને સામેની બાજુએ ઔદ્યોગિક શિક્ષણના આંકડાઓ રાખીએ અને તેમાંથીરાજ્યના પ્રજાહિત બુધ્ધિની શોધ કરીએ તો શું પરિણામ આવે ?

જુનાગઢની ભૂમિ, ડુંગરો, નદીઓ, બંદરો, જંગલ અને રૈયતની સાહસિકતા તેમજ ઉદ્યોગશીલતા ધ્યાનમાં રાખીએ, પ્રજાની આબાદીમાં રાજ્યની આબાદી સમજીએ,-અને ખર્ચના પરિણામે, જેનો પૈસો હોય તેને લાભ મળે તેમાંજ નીતિ અને ન્યાય માનીએ, તો આ રકમો જુદી રીતેજ ખરચાવી જોઇએ. ઉત્પન્નનાં સાધન અને શક્તિની ખીલવણી પાછળ આ રકમ ખરચાય તો ? રાજ્ય અને પ્રજા બંનેને આ વિષય મનનીય નથી ?

**ખેરાત અને આતિથ્યની** પાછળ પણ મોટી રકમ ખરચાય છે. એમાં રાજ્યની મહત્તા અને ઉદારતા જેટલાં સ્પષ્ટ છે તેટલોજ સ્પષ્ટ અવિવેક છે. **अतिथि देवो भव** જેવું સૂત્ર જીવન વિધાનમાં પૂરેપુરૂં ઓતપ્રોત કરનાર અને ગામનાં પશુ પક્ષીઓને પાળવામાં પણ ધર્મરક્ષણ જોનાર હિન્દુઓ તેમજ મુસલમાનો આ સંબંધમાં કંઇ વાંધો જોઇ શકેજ નહિ. એમાં તો પોતાના દ્રવ્યનો સદુપયોગજ માને. પરંતુ દાન અને આતિથ્યમાં વધારે વિવેક રહે એમ તો જરૂર ઇચ્છે. મરજીઆત અને ફરજીઆત ખેરાતની રકમ છેલ્લાં દશ વર્ષમાં આશરે રૂ. ૧૫,૦૦,૦૦૦ દેખાય છે. તેમાંથી જુનાગઢ નહિ પણ સોરઠ પ્રાંતની હદમાં તો માત્ર રૂ. ૧,૨૫,૦૦૦ અપાયા હોય એમ તારવી શકાય છે. વધારે નિરાશાજનક તો એજ લાગે કે વર્તમાન વહીવટની સ્થાપના પછી તો બહુ જુજ રકમ આ રીતે વપરાઇ છે. બાકીની રકમો જુનાગઢની નહિ, સોરઠની નહિ, પણ સૌરાષ્ટ્રની હદ બહાર ગઇ છે.

રાજ્યની હકુમતમાં હિન્દુ મુસલમાનોનાં અનેક તીર્થસ્થાનો છે, અનેક ધર્માદા ખાતાંઓ છે, અનેક શાળાઓ અને વિદ્યાર્થીગૃહો છે, છતાં રાજ્યની દાનવૃત્તિ સંતોષવા સૌરાષ્ટ્રની બહારની અને કોઈ કોઇવાર તો ભારત વર્ષની બહારની સંસ્થાઓનો આશ્રય લેવો પડ્યો

છે! દાનપાત્ર સંસ્થાઓમાં વીલીંગ્ડન સ્પોર્ટસ કલબ, ડેકકન જીમખાના, અને થોડાની ચરતો જેવી માતબર લેડિઝના મોજશોખની સંસ્થાઓ ભૂલાઇ નથી! જ્યારે પ્રજાને હૈયે વસી રહેલ ભાવનગરનું દક્ષિણા મૂર્તિભવન, થોડાક બુદ્ધિમાન જુવાનોના સાચા નિસ્વ આત્મભોગથી આખા ગુજરાતમાં અનુપમ થઇ પડેલી ચરોતર એજ્યુકેશન સોસાયટી, ગ. સ્વ. સુલોચના બ્હેનનું અમદાવાદનું વનિતા વિશ્રામ કે કર્વે મહારાજની વીમેન્સ યુનીવરસીટીની યાદ લેવાઈ નથી!

સંસ્થાનની પ્રજાના દાનનો ઝરો ઘણુ કરીને કાણા પાત્રમાં પડતા પાણીની પેઠે મોટે ભાગે બહારજ વહે છે પ્રજાજનોમાંથી ઘણા સાહસિકો ધનાઢ્ય થયા છે. આગલા વખતમાં આવા શ્રીમંતોમાંથી કેટલાયે પોતાના પ્રિય વતનમાં સારી સખાવતો કરી છે જરાક મીઠી નજર, કદરદાની, બે મીઠા શબ્દો અને થોડીકજ કુનેહભરી સહાયથી આ ઝરો રાજ્યમાંજ વહેતો રાખી શકાય તેમ છે. તેમાથી બે ઉત્તમ અર્થો સરે છે. ઉચ્ચશયી યોજનાઓને સહાય અને લાંબા વખતથી રાજ્ય બહાર વસતા પ્રજાજનોને પોતે જુનાગઢી હોવાનો સતત ખ્યાલ આપી શકાય છે. શ્રમ તો આમ કરવામાં મુદ્દલ નથી. માત્ર દક્ષતા અને પ્રજા પ્રેમની જરૂર છે. જુનાગઢમાં હવે એ નથી એમ તો કેમ માનીએ?

અલબત્ત ઉપલી રકમમાથી અર્ધું ધુદ્દદાન હતું તેની સામે કંઇ વાંધો નજ ઉઠાવાય પણ બાકીની રકમો બનતા સુધી સંસ્થાનમાં અને પ્રજાને હૈયે વસી રહેલી રાજ્ય બહારની સસ્થાઓને અપાતી રહે તો પ્રજાનો ભાવ અને હોંશ ઘણી વધે, સસ્થાનની અને સૌરાષ્ટ્રની પડું પડું થઈ રહેલી સસ્થાઓને મોટો ટેકો મળી જાય

અને જુનાગઢની વાહ વાહ કાગળના કટકા ઉપર કે કાનના પડદા ઉપરજ ન રહેતા લાખો હૃદયોમા વસી જાય.

જેવું ખેરાતનું છે તેવુજ આતિથ્યનું છે. આ ખાતાનું ખર્ચ તો પુષ્કળ વધ્યું છે. છેલ્લા ત્રણ વર્ષમા અનુક્રમે રૂા. ૩૧,૭૪૩; ૫૩,૬૬૫; અને ૯૪,૦૯૫ વપરાયા છે. ત્રણ વર્ષમા છેલ્લી રકમના બે ભાગ પણ અહેવાલમા છે. યૂરોપીયન મહેમાનો માટે રૂા. ૬૮,૮૯૮ અને હિન્દી મહેમાનો માટે રૂા. ૨૫,૧૯૭ ખરચાયા. આ રકમો મોટી છે. તેનો વિચાર પ્રજા આગળ કર્યુ છે તે પ્રમાણે કદાચ કરે નહિ, પણ મહેમાનોની માહીતી જરૂર જોવા ઇચ્છે. તેમાં ઐહિક કે પારલૌકિક પ્રગતિ શું થઇ કે થાય તે જરૂર શોધે. યાદીમા જ્યારે ડો.બીસેન્ટ, રેવરન્ડ એન્ડ્રુઝ, મી. સ્ટ્રોક્સ, રવિન્દ્રનાથ ઠાકુર, પંડિત માલવીયાજી, મહાત્મા ગાંધીજી, મૌલાના અબ્દુલબારી, આઝાદ, કે માનનીય ઝીણા જેવું એક પણ નામ ન દેખે ત્યારે તેના દિલમા શું થાય ? રાજ્ય અને પ્રજાના સ્વાર્થની એકતાનું ભાન કેવુ ઢીલુ થઇ જાય ?

આ ઉપરથી જોવાશે કે રાજ્યખર્ચ પ્રમાણ બહારનું વધે છે તેની વેતરણમા પ્રજાહિત તરફ દુર્લક્ષ છે. વેહેંચણીમા વિવેક ઓછો છે. વળી યુદ્ધના વર્ષોમા નૈમિતિક કારણે વધેલા ખર્ચમા કરકસર કરવાની જ્યારે આખી દુનિયાએ જરૂર જોઇ છે અને ઠેકઠેકાણે કાપકુપ સમિતિઓની નાની મોટી કુહાડીઓ કામે લાગી ગઇ છે ત્યારે જુનાગઢમા ઉલટાંજ વહેણ વહે છે ! રાજ્ય અને પ્રજા આનો વિચાર નહિ જ કરે ?

# પ્રકરણ ૭ મું: પ્રજાની સ્થિતિ.

પ્રજાની સ્થિતિનો ખ્યાલ શબ્દોથી આપવાનું દુર્ઘટ છે. પગે ચાલીને ગામડામાં જઇએ, ગામઠીઆઓને ઘેર રાતવાસો કરીએ, સૌની સાથે સદ્ભાવ અને સરળતા રાખી ભળી જઇએ, પાળાઆઓ, પાદરો, પાણીઘાટો, મંદિરો, મસ્જીદો, ખળાવાડો, ગામને ફરતી વાડો, રાજમાર્ગો, ચોરાઓ, હાટડાઓ, ધણ, ખોરડા, રાચરચીલા, નર નારીઓ બધું નજરે જોઇએ, ચાલતી વાતો તટસ્થ ભાવે સાભળીએ અને એ બધાનો સમગ્ર રીતે શાંતિથી વિચાર કરીએ તોજ સ્થિતિનું ખરૂ સ્વરૂપ સમજાય આ બાબતમા ઉતાવળે અભિપ્રાય બાધવામા ગંભીર ભૂલો થાય તેવું છે. સ્થિતિને માટે રાજ્ય અને પ્રજાને કેટકેટલાં જવાબદાર ગણવા તેની ગણતરી ખોટી થઇ જાય તેમ છે. આટલું પ્રત્યેક વાચક જરૂર લક્ષમા રાખે. સમાલોચનને આપી શકાય તેટલી પૂર્ણતા આપવાની જરૂર હોવાથી વાર્ષિક વહીવટી અહેવાલોમાથી અને માનવા જેવા બીજા આધારો ઉપરથી જેવુ સમજાય છે તેવું સ્વરૂપ, સમગ્ર રૂપે આ પ્રકરણમા રજુ કરી, પછીના પ્રકરણોમા પ્રજાના રક્ષણ, તારણ, પોષણ, શિક્ષણ, આરોગ્ય અને પ્રગતિ વિષે આપણે વિગતે વિચાર કરીશુ.

જિજિવિષા (જીવતા રહેવાની ઇચ્છા) પ્રાણી માત્રને છે. મહાત્મા ગાધીજી જેવા મરજીવા તો અપવાદજ ગણાય, અર્થાત જાનમાલના રક્ષણની ચિંતા માનવીના જન્મ સાથે જોડાયેલી છે. મનુષ્યોએ સ્વેચ્છાથી સમાજ જીવન સ્વીકારી પોતાની મેળે સ્વાતંત્ર્ય અંકુશિત કર્યું છે તે પણ મુખ્યત્વે આજ કારણને લીધે રાજ્યોની મૂળ સ્થાપના અને મોભાનુ કારણ પણ આ ચિંતામાથીજ શોધી શકાય.

એટલે કોઈ પણ પ્રજાની સ્થિતિનો વિચાર કરતાં પ્રથમ તેનાં રક્ષણની વ્યવસ્થાનોજ ઉલ્લેખ થઇ જાય.

સંસ્થાન બહારના શત્રુઓથી પ્રજાનું રક્ષણ કરવાનો ભાર મુખ્યત્વે સમ્રાટ્ સત્તાને માથે છે. આંતરિક દુશ્મનો અને બદમાશોથી બચાવવાનું કામ મુખ્યત્વે સંસ્થાનના હાથમાં છે. તેમા પણ આડકતરી રીતે સમ્રાટ્ સત્તાએ રાજ્યને મોટી મદદ કરી છે. હથિયાર બંધીનો કાયદો, લશ્કરી કડપ, તેમજ બીજી અનેક રીતે આપણા મન ઉપર આપણી નાલાયકી ઠસાવી સરકારે પ્રજાને નિર્માલ્ય બનાવી રાખી છે. એટલે રાજ્યને અંદરના દુશ્મનો દબાવવાનું બહુ સહેલું થઇ પડે છે. તે કામને માટે રાજ્યે પોલીસ, પસાયતા, સીબંધી સિપાઇઓ બહુ સારી સંખ્યામાં રાખ્યા છે. રાજ્યને ખર્ચે રાજ્યમાં નભતી ઇમ્પીરીઅલ લાન્સર્સનો પણ જરૂરને વખતે ઉપયોગ કરાય છે. છતા પ્રજા રક્ષણની ચિંતાથી પૂર્ણાંશે મુક્ત નથી.

પેટભરાઇને માટે પ્રજાનો બહુ મોટો ભાગ ખેતી ઉપર આધાર રાખે છે. કહેવાય છે કે વસતીવાળા કેટલાક ભાગમાં તો ખેતીને યોગ્ય એક તસુ જમીન પણ મળવી મુશ્કેલ છે. છતા રાજ્યની ખાલસા ખેડવાણ ભોય ૭,૭૭,૫૦૭ એકર છે, તેમાંથી ૧,૬૨,૯૭૪ એકર જમીન પડતર રહે છે. વળી ખેડુતોને ખાતે ચડેલી જમીનમાથી પણ સારો જેવો હિસ્સો અણવપરાતો દરસાલ રહ્યા કરે છે. ખેડુતને ખેતી કરવા માટે જો પૂરતું ઉત્તેજન મળતું હોય, તેની પાસેના સાધનોમાં રહેતી કોટાઇ ટાળવા જોઇએ તેવા પ્રયત્ન થતા હોય તો આમ બને નહિ, એ સ્પષ્ટ સમજાય તેવું છે. જુનાગઢ જેવું ઉદાર માતબર રાજ્ય પોતાનાં અને પ્રજાનાં હિતને ખાતર આવી અણખેડાતી ખેડવાણ ભોયને ઉત્પાદક કેમ નહિ બનાવી શકતું હોય?

ખેડુતની સ્થિતિ પણ વિચિત્ર છે. પોતે અથવા પોતાના પૂર્વજોએ જે જમીનને તૈયાર કરી પેદાશ આપે તેવી બનાવી હોય તેમા તે ભાડુત થાય છે-માલેક નથી. "સરકાર મરજી સુધી" જ તે તેનો ભોગવટો કરી શકે છે. આ સ્થિતિમાંથી ઘણી મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે. જેમ જેમ વસતી વધે તેમ તેમ રાજ્યને ખેડુતની ગરજ કમતી થતી જાય, એટલે ખેડુત ચાલ્યો જશે તો રાજ્યને નુકશાન થવાનો તાત્કાલિક અને દેખીતો ભય પ્રમાણમા કમી થાય. બીજી બાજુ તેજ પ્રમાણમા જમીન ચાલી જવાની ખેડુતની બીકમા વધારો થાય. આનુ પરિણામ ઘણું અનિષ્ટ આવવાનો સંભવ છે. સાધનોને લગતી આફતો દૂર કરવા માટે અને બીજી આવશ્યકતાઓને લીધે ખેડુતોને મૂડીદારોથી પણ નિરતર દબાવાનુ રહે છે આને લીધે પૂરેપૂરી મહેનત કરનાર ખેડુતને માત્ર એકાદ અંગમા ઉપયોગી થનાર મહાજન કરતા ઘણીજ ઉતરતી રીતે જીવન નિર્વાહ ચલાવવો પડે છે. ખેડુતનુ અજ્ઞાણપણું પણ તેને નડતુંજ રહે છે. આરોગ્ય જાળવવા અને વધારવા માટે પણ તેને થોડીજ મદદ મળી શકે છે એની ઉપજમાથી તેણે ઘણાઓને રાજી રાખવાના હોય છે. પરંપરાગત પડી ગયેલી રૂઢિઓની ઉપયોગીતા વિચારવાની તેને જરૂર લાગે છે, પણ તેનો નિકાલ કરવા જેવા સંજોગો હોતા નથી, અને અવજોગોની આડે વિષમ રૂઢિઓને તોડવા જેટલું બળ તેનામા રહ્યું નથી. કેટલાક સપીતા ખેડુતો છે. તેની સ્થિતિ સાથે સામાન્ય ખેડુતની સ્થિતિ સરખાવીએ ત્યારે આપણને જરૂર એમ લાગે કે કર્મ સંયોગે મળેલા કેટલાક સુયોગોને પરિણામે થોડાક ખેડુતની સંતોષકારક સ્થિતિ છે તો તેવાજ સયોગો સામાન્ય ખેડુતને પ્રાપ્ત કરવામાં પૂરી સહાય કરી શકાય તો આબાદીનો પાર રહે નહિ

ખેતીના સાધનોનો પણ છેલ્લા વરસોમા ઘટાડો થયો દેખાય છે. સં૦ ૧૯૭૫-૭૬ મા ગાયની સખ્યા ૭૪૧૯૨ અને બળદની

૧૦૩૩૪૨ ની હતી. આમાં વાછડી વાછડા પણ ભેળાંજ ગણ્યા દેખાય છે. બે ત્રણ વર્ષમા એમા ઘટાડો થતા ગાય ૭૧,૮૦૬ અને બળદ ૯૬,૩૩૦ થયા છે. બકરા ઘેટા ૯૪૩૪૫ હતા તેમા ઘટાડો થતા ૯૩૭૨૨ રહ્યા. આ ઘટાડાના ખુલાસામા જણાવ્યું છે કે પગ, મો અને શીતળાના રોગનો ઉપદ્રવ નડયો છે. આ સાચુંજ હશે, પણ જ્યારે તેજ અરસામા બારખલા અને માગરોળ વિભાગમા ગાય, ૩૭,૩૫૬ ઉપરથી વધીને ૪૪,૭૧૭, બળદ ૩૦,૩૯૨ માથી વધીને ૩૩,૨૫૬ અને બકરા ઘેટા, ૩૯૧૨૧ માથી વધીને ૫૧,૫૯૪ થયાનું દેખાય, અને બારખલી વિભાગ આખા રાજ્યમા વહેચાયેલો છે એમ ધ્યાનમા રખાય, ત્યારે આ ખુલાસો ગુચવણમા નાખે તેમ લાગે છે. રાજ્યનાંજ ઢોરોને આ ઉપદ્રવની અસર પહોચે અને બારખલા વિભાગમા તેનાથી ઉલટુજ પરિણામ આવે, એવી જુનાગઢ રાજ્યની કમનશીબી માનતા દિલ અચકાય છે વળી રાજ્યના ઢોરોને માટે રાજ્ય તરફથી ખાસ દવાખાનું છે. એની મદદ આ અરસામા રાજ્યના ખાલસા વિભાગના ઢોરોને ખપમા નહિ આવી હોય એમ પણ એકદમ કેમ માની લેવાય ? જે હોય તે ખરૂ. એટલુ સ્પષ્ટ જણાય છે કે કોઇપણ કારણસર રાજ્યમાથી ઢોરની સંખ્યામા મોટો ઘટાડો થયો છે. તે ઘટાડો પુરવા માટે કોઇ પ્રબધ થયો હોય એવું અહેવાલોમાથી હાથ નથી આવતું.

પાણીની જોગવાઇમા પણ ઘટાડો થયો છે. સ. ૧૯૪૦ મા કર્નલ વૉટસન સાહેબના લખાણ પ્રમાણે એ સાલમા રાજ્યમા ૧૦ તળાવો જુદે જુદે સ્થળે હતા અને ૧૦૧૫૮ કુવાઓ હતા. આમાના તળાવો હાલ કઇ સ્થિતિમા છે અને તેના ઉપયોગના શુ શુ પરિણામો આવે છે તે વિષે અહેવાલો ઉપરથી કઇ માહિતી મળતી નથી સં. ૧૯૭૫-૭૬ મા કુવાઓ અને ઓરીઆઓની સંખ્યા

૧૨૭૦૯ ની જોવાય છે. એટલે વધારો અરધી સદીમા થયો. પણ છેલ્લા વર્ષોમા આ સખ્યા ૯૮૭૦ ઉપર આવી ગઇ દેખાય છે. એટલે ૫૦ વર્ષ પહેલા રાજ્યમા આ સગવડ હતી તેના કરતા હાલ ઓછી સગવડ સમજાય. પાચ દાયકામાં જાહેર બાધકામ ખાતે અને રેલ-વેની પાછળ ઓછામા ઓછા જે રાજ્ય બે અઢી કરોડ રૂપીઆ ખરચી શક્યુ છે તે રાજ્યમા આ ઉપયોગી ખાતાની આવી દુર્દશા કેમ માની શકાય ? જરૂર કંઇક ખાસ કારણો હશે. પણ તેની નોધ લેવાતુ અહેવાલો લખનારાઓના ધ્યાન બહાર રહી ગયુ હશે. ગમે તેમ હોય, પણ તેથી ખેતીની અગવડ વધી હશે એમ તો જરૂર માની લેવાય.

સારણ (નહેર)ની સખ્યા છેલ્ના દાયકામા ૨૩નીજ ચાલુ રહી છે. તેની મારફત ૨૧૦૦ એકર જમીનને પાણી મળતું રહ્યું છે. રાજ્યમા ભાદર, ઉબેણ, ઓઝત, હિરણ, સરસ્વતી, મછુન્દ્રી, સીંગ-વડો, મેગલ, વ્રજની, રાવળ એમ ૧૦ નદીઓ છે. છતા ૭,૭૭,૫૦૭ એકરની ખેડવાણ ભોયમાથી માત્ર ૫૧,૫૨૪, એકરમાજ પીત થઇ શકે છે. આ બે વાતો ધ્યાનમા રાખી સારણો સંબંધી વિચાર કરીએ તો જાણે ઘણું કરવા જેવુ છે, અને બહુ થઇ શકે તેવું હશે, છતા થતું નથી, એમ લાગી જાય

ખાતરની બાબતમા પણ ખેડુતને કંઇ દેખાઇ આવે એવી સહાય મળી શકતી હોય એમ સમજાતું નથી. સેકડો ખાડી હાડ-કાંઓ સસ્થાનમાથી બહાર ચાલ્યા જતા હશે. તેનો વપરાસ રાજ્ય-માજ થાય એવો સાદો પ્રબધ પણ દેખાતો નથી. કુદરતે પ્રાણીજ, ઉદ્ભિજ્જ અને ખનીજ, ઘણાય ખાતરોનો જથ્થો રાજ્યમા મૂકયો હશે. તેની માહિતી અને ઉપયોગ સહેલાઇ અને સોઘાઇથી ખેતીને મળે તેવુ પણ કંઇ જણાતું નથી ખેતરમા ઊક બેસાડી

ખાતર પૂરવા માટેજ બકરાં ઘેટાંની જરૂર-તેની સંખ્યામાં પણ કાંઇક ઘટાડો થયો છે. છાણનો ખાતરમાંજ ઉપયોગ થાય. છાણાં કરી બાળી દેવાની દશામાં વિસ્તૃત ગીરની માલેકીવાળાં રાજ્યની પ્રજા મૂકાઈ જાય તે અસહ્યજ લાગે. આથી સમજાશે કે ખાતરની મારફત ખેતીની પેદાશ વધારી લોકો સુખી થાય તેવી પાકી સગવડનો અભાવ છે.

જ્યાં અગત્યનાં આવાં સાધનોનુંજ પૂરૂં ઠેકાણું ન હોય ત્યાં નવા ઉપયોગી વધારે કિંમતી પાકોના અખતરા કરવાના સંગીન પ્રયત્નો શોધવા બેસીએ તે મુર્ખતાજ ગણાય. પરંતુ ચિત્ર જેટલું બને તેટલું પૂરૂં આપવાનું હોવાથી તેનો પણ ઉલ્લેખ કરી લઇએ. રાજ્યનું ખેતીખાતું છે. તેણે ખેડુતોના ખાનગી પ્રયત્નોથી પાક બદલાયા હોય તે વીષે માહિતી મેળવીને પ્રચાર કર્યો હોય એવું કંઈ અહેવાલોમાંથી જડતું નથી. જે દેખાય છે તે તો દિલને દુભાવે તેવુંજ છે. જ્યારે દુનિયામાંથી ઝેરી પદાર્થોનું વાવેતર અતિશય મર્યાદિત બનાવવાને પ્રજાસંઘ ( League of Nations ) બહુ જહેમત ઉઠાવી રહેલ છે, ત્યારે રાજ્યના ઈ. સ. ૧૯૨૨-૨૩ ની સાલના અહેવાલમાં રેવન્યુ ખાતાનાં પ્રકરણમાં "સુધારાઓ" નામના ફકરામાં વડાળ ગામમાં ગાંજો ઉગાડવાના પ્રયોગની સફળતા અને તેને વધારે વિસ્તારમાં ઉગાડવાની પરવાનગી આપવા માટે ગર્વભર્યો ઉલ્લેખ છે! ખેતી ખાતાં માટે આણેલા મી. પટેલને ગુજરાતમાં ઉગતી તમાકુ ઉગાડવાની રીતનો અનુભવ લેવા મોકલ્યાનો અને એ અનુભવ લઇ પાછા ફરતાં તેમની નજર હેઠળ ખેડુતોને એ પાક ઉગાડવાનું શીખવવાનો ઇરાદો બતાવવામાં આવેલ છે. નવા પાક ઉગાડવાના આ અખતરાઓ અને ઉત્તેજનો જુનાગઢને ન સુઝયાં હોત તોજ નવાઇ! જ્યાં બાજરી, જુવાર ને તલ ઉગતા, ત્યાં નાગરવેલ, કેળ, ડુંગળી

ખેતી સિવાય બીજો કોઇ મોટો ઉદ્યોગ નથી. થોડાક જીનો અને પ્રેસો છે. થોડાજ વખત પહેલા દેશમાં ચાલતા ચરખા, રેંટીઆ, શાળ તો સાવ વીસરાઇ ગયાં છે. દેશમાં ઉન થાય છે, પણ તેના ધાબળા અને ધાબળીઓ તો ભૂતકાળની વાત થઇ ગઇ છે. કડીઆ, સુતાર, લુહાર, કુંભાર, મોચી, વાળંદ, ખારવા, દરજી, મચ્છીમાર, ચમાર અને પરચુરણ મજુરી કરનારાઓની હાલત પણ ચડતી તો નજ કહેવાય. મહા–વિગ્રહને પરિણામે દરેક ધંધાની માગણી વધી હતી, તેથી થોડા વખત આ બધાને ફાયદો થતો જાય છે એમ દેખાયું, પણ એ તો ચાર દિવસનું ચાદરણું. પાછી એ બધામા મહાર બેઠી છે, અને જીવનનિર્વાહની સાથે મુમારાનું સમાધાન થતા સુધી સમસ્ત સંસ્થાનની દૃષ્ટિએ તો મુશ્કેલી રહેવાની.

વેપારીઓની સ્થિતિ પણ વિચારવા જેવીજ ગણાય. વસતીના વધારાના પ્રમાણમા ધંધો વધ્યો નથી. બીજી બાજુ યુદ્ધની થોડાકોને થયેલી અઢળક આવકની દેખાદેખીનો ચેપ વધ્યો. પરિણામે આપણે સાભળીએ છીએ કે નાના સ્થળોમા પણ વેપારીઓ સટોડીઆ બની ગયા છે. જેમ જેમ એના પરિણામ આવતા જશે તેમ તેમ હાલતની બુરાઇ વધારેને વધારે સ્પષ્ટ થતી જશે. સરકારી ટંકશાળ દ્વારા સંસ્થાનના નાણા રાજ્યના વેપારીઓને કામે લાગતા. એ ટંકશાળની મદદ ઘણી કમી થઇ ગઈ છે. રાજ્યના નાણા બહારની બે કોમા રોકાતા થયા છે. એ પરિણામે વેપારીઓને નાણા મેળવવાની જોગવાઈ કમી થઈ છે. કુમળી વયના બાળકોને પરદેશ જવાનું થાય છે. કોઈ સુભાગી તેમાથી ફતેહ પણ પામે છે. પણ જો નિષ્ફળતા સફળતાનુ પ્રમાણ કાઢીએ અને એ રીતે સસ્થાનના મનુષ્યરૂપી ધનના થતા અકાળ નાશને લક્ષમા લઇએ તો જરૂર ત્રાસ થાય.

બ્રાહ્મણ બાવાઓની સ્થિતિ તો આ બધાઓની સ્થિતિનેજ અનુસરે.

સરકારી નોકરોની દશા પણ મારી નજ ગણાય થોડાંજ વર્ષો પૂર્વે જે સીપાઇઓને ૬। અને ૮ રૂ. મળતા તેને હવે કદાચ ૯ ને ૧૨ મળતા થયા છે. કારકુનોને ૧૨–૧૫–૨૦–૨૫–૩૦ મળતા તેને હવે ૨૦–૨૫–૩૦–૩૫ મળતા થયા છે. રાજ્યની ઉપજ અને ખરચના વધારા સાથે સરખાવતા આ વધારાઓ સપ્રમાણ નથી જીવન નિર્વાહની આ લોકોની મુશ્કેલી મોટી ગણાય સામાજીક રીતે તેમને અમુક પ્રકારનું જીવન રાખવાનું હોય છે. એને માટે તેમના તરફ વધારે ધ્યાન અપાય તોજ નિભાવ થાય. એમ ન થાય તો તેમાથી અનેક દોષો જન્મવાનો સંભવ છે. ખેડુતો, કારીગરો અને બીન નોકરીઆત બીજા પ્રજાજનો આને લીધે ઉભી થતી સ્થિતિ વિષે સ્વાનુભવસિદ્ધ હકીકતો આપી શકે. બહુ વખત પરદેશમા ગાળતા મ્હારા જેવાથી એ વિષે કંઇ ઠીક ચોકસાઇ વાળું લખાયજ નહિ.

ઉપર કહ્યું તેમ બધા વર્ગોને સારૂ આરોગ્ય અને શિક્ષણની જોગવાઇ ઓછી છે. વ્યસનો વધનાજ ચાલે છે. ચાની હોટલો ઠેર ઠેર સ્થપાઇ ચૂકી છે. આ વિના હવે ગામડું, નેસડો કે કુવો પણ બાકી નહિ રહ્યો હોય. દશ વર્ષમા વસતીનો ૭ ટકાનો વધારો થયો છે, પણ રાજ્યે અફીણ, ગાંજો અને દારૂની દુકાનોમા ૩૧ ટકાનો વધારો કરવાની મહેરબાની કરી છે'

ખોરાક પોષાક અને રહેઠાણની સામાન્ય બાબતમા લોકોની મુશ્કેલીઓ ઘણી વધતી જાય છે, એ વિષે હું કંઇ કહું તેના કરતા મહાત્મા ગાંધીજીના શબ્દો ઉતારૂં તો વધારે અસરકારક થશે.

કાઠીઆવાડના રાજા–મહારાજાઓ પ્રત્યેના પત્રમા મહાત્માજી લખે છે કે —

"મારા પ્રસંગમા સેંકડો બલ્કે હજારો કાઠીયાવાડી આવ્યા છે, જે કેવળ આજીવિકાને અભાવે કાઠીઆવાડ છોડે છે. આ મને સાલે

છે. તે આપને સાલે એમ ઇચ્છુ છુ. કાઠીઆવાડના મજબુત ખેડુ-તોના ઘરમા જે તેજી અગાઉ જોવામા આવતી તે મેં મારા આ વખતના પ્રવાસોમા ન જોઇ. મને યાદ છે કે, ૩૫ ના દુકાળ પહેલા મેં ગામડાઓમા દુધ-માખણની છોળ જોએલી. પાવળે ઘી પીરસે તો અવિવેક ગણાતો મે ભાળ્યો છે. કાઠીઆવાડની ઉચી પહાડ જેવી દેખાતી બહેનોને હાથે બચપણમા તેમની ઉજળી તાસળીમા ઘાડી છાશ પીધેલી મને સાભરે છે આજ તો છાશને બદલે ધોળુ પાણી જોઉ છુ. ઘીની ઝારીઓને બદલે ઘીના પાવળા પણ મુશ્કેલીથી જોવા મળે છે. સમૃદ્ધિ જતા લોકો સકોચાય છે ને બહાર નાસભાગ કરે છે."

સમસ્ત કાઠીઆવાડ માટે જે લખાયુ છે તેનાથી જુદુ જુના-ગઢમા હોય એમ ક્યાથી બને?

# પ્રકરણ ૮ મુ: રક્ષણ.



પ્રજામાંથી સ્વરક્ષા માટે મનોબળ ઘસાતું જાય છે અને તાકાત નજરે ચઢતી નથી પોલીસખાતાની કુશળતા વધારવાની જરૂર છે. રજપુત, આયર, કારડીઆ, કોળી, ખાટ, રબારી, કાઠી, હાટી, મેર, મીંયા, મકરાણી, આરબ, સીંધી, જાટ વગેરે જાતિઓમા લડાયક જોમ જીવતું રહે, તેમજ વર્તમાન સમયને અનુકૂળ બને, વ્યવસ્થિત બને, એવી જે જુની પ્રથાઓ હોય તેને જીવંત બનાવવાની આવશ્યકતા છે

જગત જાણે છે કે ભારતમા ભિન્ન ભિન્ન કારણોને લીધે પ્રજાની સ્વરક્ષાની વૃત્તિ ઢીલાતી ચાલે છે આખા ગામની સામે એક એ સામાન્ય પણ મરણીઆ જેવા માણસો નીકળે તો ગામ થરથરવા માંડે થોડા વખત પહેલા આવી સ્થિતિ નજરે જોઇ. એક સારૂં ગામ છે. ત્યા એક વખતે જેના શૌર્યપર ખૂબ આધાર રખાતો તેવા ભરવાડો છે, મજબુત બાંધાના મહેનતુ કોળીઓ છે, પર પરાગત સિપાઇગીરીનો અનુભવ પામેલા મુસલમાન ભાઇઓ છે, આત્માનું અમૃતત્વ ઉપદેશનાર, જગતને માયા અને મિથ્યા મનાવનાર વેદાંતીઓ છે, પ્રારબ્ધવાદ સમજાવનાર બ્રાહ્મણો છે, ભગવદીચ્છા માનનાર વૈષ્ણવો છે, ગામને ફરતી રાંગ છે, રાત્રે દરવાજા બંધ રહે છે, દેવડીએ સિપાઇઓ સુવે છે, પોલીસનું થાણું છે અને સામુદાયિક હિત માટે કામ કરવાની હોંશવાળા જુવાનો પણ છે

એક સાંજે ગામની બહાર બે ત્રણ માઇલ દૂર ચાર પાંચ માણસો ઉપર ચાર બદમાશોએ હલ્લો કર્યો મળ્યુ તેટલું લુંટ્યુ. પછી ગામની સીમમા ચાર જણા હરામખોર વૃત્તિથી રખડે છે એવી

વાત ફેલાણી. રાત્રે ઘરનાં બારણાં ઉઘાડી બહાર નીકળતાં લોકો બીવા લાગ્યાં. એક ફળીઆમાંથી બીજા' ફળીઆમાં રાત્રે જતાં લોકો અચકાવા લાગ્યા. જરાક સંચારની ભ્રાંતિ, પડછાયો, અવાજ, ખખડાટ થતાં લોકો ભયગ્રસ્ત થઇ જતાં. સવારે "મ્હારૂં બારણું ઠેલ્યું" "ભીંતમાં ઘા સંભળાયા" 'ઘરમાં કાંકરા પડયા' એવી એવી વાતો ચાલવા માંડી. શાણું મહાજન પોલીસ કમીશનર સાહેબ પાસે વધારે પોલીસની માગણી કરી રહ્યું. પણ રાત્રે દશ વીસ જુવાનો પોલીસની સાથે ફરવા તૈયાર થઇ શક્યા નહિ! જે ગામને પાદરે અનેક ધીંગાણાઓ થઇ ગયાં, જે ગામને ઓવારે ઉપર લખ્યાં આણસો રમે, અને જે ગામની પ્રગતિનો દાખલો દેવાય, ત્યાં આવી બીરૂતા! એ શું બતાવે છે? મનોબળની હીનતા; પરાવલંબીવૃત્તિની અતિશયતા. સમાજ અને શાંતિના શત્રુઓને માટે કેવો સુયાગ?

વ્યસનોનો વધારો, કુરિવાજોનું પરિપાલન, દૂધ, ઘી, છાશ અને બીજા જીવન નિર્વાહના પદાર્થોની મોંઘવારીથી શરીરની તાકાત પણ ઘટી હોય, રક્ષણનાં સાધનો રાખવાની છૂટ કે વાપરવાની આવડતનો દેખાવ પણ ન હોય, કાયદામાં આવી જવાની અજ્ઞાન અને સંસ્થિતિથી ઉભી થયેલી બીક ચાલુ હોય, અને ગમે તેમ પણ દેહને બચાવવાની લોલુપતા અને તજ્જન્ય સ્વાર્થી વૃત્તિનું જોર જામતું જતું હોય ત્યાં સ્વરક્ષાની શક્તિ અને તત્પરતા કયાંથી હોય? આમાં સુધારો અશક્ય છે એમ માનીએ તો રાજ્ય, વહીવટ અને જીવનનો અર્થ શું?

પોલીસ ખાતું એટલે લોકરક્ષક ખાતું. રક્ષકનું કામ મુશ્કેલ ગણાય. તેની ફરજ બજાવવામાં સહાયક થવાની પ્રત્યેક પ્રજાજનની ફરજ ગણાય. તેની ત્રૂટીઓ ઉપર ટીકા કરતાં ખુબ સૌજન્ય અને સમભાવ જાળવવાની જરૂર રહે. તેની પ્રતિષ્ઠાને હીણીએ તો તેની રક્ષણ-શક્તિ હીણાવાનો ભય દેખાય. આટલું ભાન રાખી આ



ખાતા વિષે વિચાર કરીએ તો પણ તેને વધારે જાગ્રત અને કુશળ રહેવાની જરૂર છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી

ઇ સ ૧૯૧૩–૧૪ ના અહેવાલમા ચોરાયેલી મિલકતના ૩૩ ૭ ટકા પાછા મેળવાયાનો ઉલ્લેખ કરી રેન્ડોલ સાહેબ જણાવે છે કે "The results are still poor." "પરિણામ હજુ નબળુ છે" આ સાલમા એ ખાતા પાછળ રૂા ૧,૮૭,૫૮૬નુ ખર્ચ હતુ પછી ખર્ચ વધતુ ગયુ છે, તે ઇ સ. ૧૯૨૨–૨૩ મા રૂા ૨,૫૭,૩૨૭ ઉપર આવી ઉભુ છે આ બધી સાલમા ચોરાયેલી મિલ્કતમાથી પાછા મેળવેલા માલના ટકા અનુક્રમે ૩૩ ૪, ૪૩ ૭, ૩૮ ૮, ૨૬ ૪, ૨૫ ૧, ૩૭ ૨, ૨૭ ૮, ૩૮ ૨, ૩૩ ૬ અને ૨૮ ૪ આવે છે એટલે ખર્ચના વધારાના પ્રમાણમા પરિણામની નબળાઇ ઘટવાને બદલે વધતી દેખાય અલબત્ત પોલીસની કુશળતાની આંકણીમા આ એકજ મુદ્દો આવતો નથી પણ રેન્ડોલ સાહેબ જેવા અનુભવી ન્યાયાધિકારીએ એ મુદ્દા તરફ ધ્યાન ખેચ્યુ છે અને પ્રજાને પણ એ વાત સાથે બહુજ લાગે વળગે છે તેથી એ વાત તરફ પહેલી નજર પડે છે દાયકાના વધતા ખર્ચ અને કાળજી છતા દર ૧૫૬ માણસ દીઠ અને દર એક ચોરસ માઇલ દીઠ ૧ પોલીસ યા પસાયતો રાખવા છતા, કાંઇ વિશેષ સારૂ પરિણામ ન દેખાય ત્યારે આ બાબત તરફ ધ્યાન આપવાની સૂચના વધારે પડતી તો નહિજ ગણાય

એજન્સિમા બધાયેલા માઠા અભિપ્રાય વડોદરાના પોલીસ કમીશનર સાહેબને થયેલી દિલગીરી અને લોકોમા ગવાતા અપયશની સાચીખોટી અફવાઓ કાને અથડાતી હોવા છતા, એકદમ માની ન લેવાય અને એના પુરાવાઓ મેળવવાનુ દુષ્કર કાર્ય કરવાની પ્રજાની તાકાત કે વૃત્તિ ન હોય, છતા એ બધામાથી એક તો સ્પષ્ટ સૂચના

મળી રહે કે રાજ્યે અને પ્રજાએ આ ખાતાંને વધારે જાગ્રત અને કુશળ બનાવવાની સઘળી શકય કોશીશ કરવી ઘટે.

ઇમ્પીરીઅલ સર્વીસ લાન્સર્સ ઉપર થતા ખર્ચના બદલામાં રક્ષણની બાબતમાં લોકોની ચિંતા હોય તે કરતાં ઓછી થાય એવી કોઇ વ્યવસ્થા ઉતારી શકાય તો લાભ થાય. પરંતુ એની વ્યવસ્થા અને કર્તવ્યની ચોકખી સમજ સામાન્ય પ્રજાજનને ન હોય એટલે તે વિષે તો માત્ર રાજ્યેજ કાળજી-કરવાનું રહે છે.

લડાયક કોમોનું ખમીર જળવાઇ રહે તેવી પ્રથાઓ પાડવા માટે પણ ઘટિત વિચાર થાય તો તેથી રાજ્યને લાભજ છે. સામાન્ય રીતે વિચારતાં તો તેમાં થોડીક ગોઠવણ અને ઉત્તેજનનીજ જરૂર લાગે છે, તેમાં કંઈ બહુ ખર્ચ થવાનો સંભવ લાગતો નથી. પરંતુ એ જાતિ વિષે વધારે સમજી શકે તેવા રાજ્યના અમલદારો અને લાન્સર્સના કમાન્ડીંગ અધિકારી સાહેબો સાથે મળી વિચાર કરે તો લોકોને ઘણું જાણવાનું અને સમજવાનું મળે.

અંગ્રેજ સરકારના અમલદારને બાવાવાળા પાસેથી છોડાવવાને જે રાજ્ય એકવાર મદદગાર બની શક્યું છે, જે રાજ્યનું વડપણ ઘણાં રાજ્યોને સ્વીકારવું પડ્યું છે, જે રાજ્યમાં લગભગ ૩૦૦-૩૫૦ ગામડાંઓ, ગરાસીઆઓ, ભાયાતો અને જુદી જુદી રીતના જીવાઇદારો ખાય છે, તે રાજ્યમાંથી હજુ સુધી સેન્ડહર્સ્ટની કોલેજમાં એક પણ કેડેટ દાખલ થયાનું જણાતું નથી એ નિરાશાજનક લાગે છે. દહેરાદૂનની લશ્કરી શાળાનો કે નાશીકની પોલીસ ટ્રેઇનીંગ સ્કૂલનો પણ લાભ લેવાતો હોય તેવું દેખાતું નથી. રાજ્ય અને પ્રજાને માટે આ સારી વાત ગણાય? ભડવીર શેરખાં બાબીએ સ્થાપેલું રાજ્ય, વીરમંત્રી અમરજીએ વિજયી, વિસ્તૃત અને સમૃદ્ધ કરેલું રાજ્ય, રક્ષણની બાબતમાં છે તે કરતાં વધારે બળવાન બનવાની કોશીશ નહિ જ કરે?

# પ્રકરણ ૯ મું: શિક્ષણ



પ્રજાની સમજ શક્તિ વધે, સહેલાઇથી માહિતીઓ મેળવી લેવાની તાકાત વધે, શરીરને નિરોગી રાખી ક્રિયાશક્તિ સચવાય અને વધે, તોજ આબાદીના પ્રયત્નો સફળ થઇ શકે પ્રાથમિક અને ઔદ્યોગિક શિક્ષણ માટે હાલના કરતા ઘણીજ વધારે જોગવાઇ કરવાની જરૂર દેખાય છે

આ અતિ અગત્યના વિષયમા ઘણુ ઓછુ થયુ છે, બલ્કે છેલ્લા કેટલાક વર્ષમા ઘટાડો થયો છે. વળી કોઇ કોઈ વિગતમા તો હાનિકારક વલણ લેવાયુ દેખાય છે એક પછી એક બ્રિટિશ પ્રાતમા પ્રાથમિક શિક્ષણ ફરજીઆત કરવા કાયદાઓ થતા જાય છે કેટલાક દેશી રાજ્યોમા ફરજીઆતના નિયમો લાગુ પડી ચૂક્યા છે નવીન શિક્ષણનો ઓપ પામેલા જુવાન નવાબ સરકાર, રાજ્યની આવકમા બહુ સારો ઉમેરો, જમાનાની તાસીર અને રૈયતની શિક્ષણ માટે પ્રત્યક્ષ મોટી ઇંતેજારી જોતા વર્તમાન વહીવટમા કેળવણીનું કામ ઉતાવળે આગળ વધે એવી આશા ઘણા હૈયામા જાગી હશે પણ દુર્ભાગ્યે ઉલટુ જ થયુ છે

સંસ્થાનમા રાજ્ય તરફથી ૧૧૬ પ્રાથમિક કુમારશાળાઓ ચાલે છે, ત્યારે રાજ્યની મદદ વિના પ્રજા લગભગ ૪૦૦૦ બાળકોને ૧૦૦ શાળાઓ નિભાવી શિક્ષણ આપી રહેલ છે રાજ્યના કેટલાય જુવાનોના માબાપો ગજા ઉપરવટ ખર્ચ ઉપાડી પોતાના સતાનોને ઉચ્ચ શિક્ષણ અપાવી રહેલ છે. કોઇ કોઇ જુવાનો પોતાનુ અને પોતાનાઓનુ ભરણ પોષણ મેળવવા માટે મહેનત કરતા રહી મહામહેનતે શિક્ષણ લઈ રહેલા છે. પોતાની ઇંતેજારીનો આ કરતા વધારે સબળ પુરાવો પ્રજા શુ આપે ? રાજ્યે ઉલટીજ દિશા ગ્રહણ કરી છે.

ઈ.સ. ૧૯૧૩–૧૪ માં પ્રાથમિક કુમારશાળાઓ ૧૨૯, કન્યાશાળાઓ ૧૯, રાત્રિશાળાઓ ૫ અને આરબી-ફારસીની શાળા ૧ હતી. તેમાંથી ઇ. સ. ૧૯૨૨–૨૩ માં અનુક્રમે શાળાઓ ૧૧૬, ૧૭, ૪ અને ૧ રહી છે. એટલે ૧૫૪ સંસ્થાઓમાંથી ૧૬ ને ઘટાડવામાં આવી. પછીની બે સાલમાં કંઇક શાળાઓ ઘટયાનો ગગણાટ કાને આવ્યો છે પણ પાકી ખબર નથી. આ અફસોસની વાત ગણાય. વિશેષ અફસોસની વાત તો એજ ગણાય કે કન્યાશાળાની અલ્પ સંખ્યામાંથી પણ ૨ નો ઘટાડો કરતાં કોઇને શરમ કે આચકો લાગ્યો નથી! કુલ ખર્ચના પ્રમાણમાં આ ખાતાંનું ખર્ચ ઘટતું ગયું છે તે આપણે આગળ જોયું છે.

શિક્ષણ પાછળ થતા ખર્ચની વેતરણમાં વિવેક રહેલો દેખાતો નથી. રૈયતના બહુજ મોટા ભાગને અંગ્રેજી ભણતરની ખાયશ નથી, જરૂર નથી. ગામડાંમાથી કોઇ રડયા ખડયાને એની ખાયશ કે જરૂર જાગે તો તેને સંતોષવા રાજ્યની મદદ વિના જુનાગઢમા પ્રજાનાં ખર્ચે ચાલતાં આઠ વિદ્યાર્થી-ભવનોનો લાભ લઇ શકાય છે. છતાં કાચું પાકું અંગ્રેજી ભણનાર થોડાક વિદ્યાર્થીઓ પાછળ રૈયતનાં નાણાં છુટે હાથે વપરાય છે, ત્યારે ઉપર બતાવ્યું તેમ પ્રાથમિક શિક્ષણની ઓછી જોગવાઇમાં પણ ઘટાડો થાય છે. થોડાક આંકડાઓ જોઇએઃ સં. ૧૯૬૮ થી સં. ૧૯૭૮ સુધી ૧૧ વર્ષમાં સરેરાશ ૨૩૬ વિદ્યાર્થીઓને ભણાવવા પાછળ બહાઉદ્દિન કૉલેજ ઉપર વાર્ષિક રૂા. ૫૮,૦૦૦ આશરે સરેરાશ ખર્ચ કરવામાં આવ્યો છે. ૧૩૬૧ વિદ્યાર્થીઓને મીડલ તથા હાઇસ્કૂલનું શિક્ષણ આપવા માટે વાર્ષિક સરેરાશ રૂા. ૪૮,૦૦૦ આશરે ખર્ચ થયો દેખાય છે. અને પ્રાથમિક શિક્ષણ માટે સરેરાશ રૂા. ૧,૦૩,૦૦૦ ના આશરાની જોગવાઇ થઇ શકી છે. રાજ્ય બહારની સંસ્થાઓમા અંગ્રેજી ભણ-

નારાઓને થતી મદદ અને મહોબત મદ્રેસા ખાતે જતી રકમને પણ અંગ્રેજી ભણતર પાછળ થતા ખર્ચમા ગણી લઇએ તો આ આકડાઓ આમવર્ગને બહુ વિચાર કરાવે તેવા થઇ પડે છે.

જરાક વધારે વિગતો જોઇએ; સં. ૧૯૬૮ મા મીડલ અને હાઇસ્કૂલોની પાછળ રૂ. ૨૫,૦૦૦ ખરચાતા, તે આકડો દાયકામા વધીને રૂ. ६૮,૦૦૦ ઉપર આવ્યો; જ્યારે પ્રાથમિક શિક્ષણ પાછળના ખર્ચનો આકડો રૂ. ७૪,૦૦૦ ઉપરથી રૂ. ૧,૪૪,૦૦૦ ઉપર પહોચ્યો. આમા છેલ્લો આકડો ચોખ્ખો નથી લાગતો. વથળી તથા કુતીઆણામા સ્થપાયેલી મદ્રેસાઓ તથા મહોબત મદ્રેસાને અગે ઈનામી અમીર બાળકોને અભ્યાસ કરાવવા થયેલી જોગવાઇને માટે ખરચાતી રકમનો સમાવેશ આ રકમમા થતો હોય એમ કલ્પના થાય છે. છેલ્લા અહેવાલમા આકડાઓ આપવાની રીતની સરલતા, ગમે તે કારણસર, ઓછી થતી દેખાય છે, તેથી ચોકખી સમજ મળતી નથી, એટલે એ સદેહની વાતનો વિચાર ન કરતા જેમ ઉપર આકડા મૂકયા છે તેમજ પ્રમાણ જોઇએ, તો પણ મીડલ તથા હાઇસ્કૂલોને એક દાયકામા ૧૩૨ ટકાનો વધારો મળ્યો અને પ્રાથમિક શિક્ષણને ૯૦ ટકાનો વધારો મળ્યો એમ ઠરે છે. પ્રાથમિક શિક્ષણની સસ્થાઓના ઘટાડા અને અંગ્રેજી ભણતર તથા પ્રાથમિક શિક્ષણને મળેલા વધારાનો વિચાર કરતા કોઈ પણ માણસ કહી શકે કે સામાન્ય રૈયતના શિક્ષણ તરફ બહુજ ધ્યાન આપવાની જરૂર છે.

શાળાએ જવા યોગ્ય બાળકો અને તેમાથી શાળાનો લાભ લેતા બાળકોનુ પ્રમાણ બતાવતા માનનીય ભાઈ ત્રિભુવનરાય રાણાએ ઇ સ ૧૯૨૨–૨૩ ના અહેવાલમા જે આકડાઓ આપ્યા છે તે સ્વીકારી શકાય તેમ નથી લાગતું. તેમણે રાજ્યમા નિશાળે જવા યોગ્ય બાળકોની સખ્યા માત્ર ૨૩,૨૭૫ ની માડી અને તેમાથી

૬૪૯ ટકા જેટલા બાળકોને શિક્ષણ લેતા ગણ્યા. આ એક ભ્રાંતિજ દેખાય છે. રાજ્યમા ૪,૬૫,૦૦૦ માનવીઓ એટલે લગભગ ૧,૦૦,૦૦૦ કુટુબો વસે છે શુ ૪-૫ કુટુમ્બમાથી માત્ર એકજ બાળક શાળાએ જવા યોગ્ય ઉમરનુ હશે ? આપણા દેશની સ્થિતિ રીતિ લક્ષમા રાખી અગ્રણીઓએ આવા બાળકોની સખ્યા વસ્તીના ૧૫ ટકા આડસટે ઠરાની છે આ હિસાબે જુનાગઢ રાજ્યમા ૨૩,૦૦૦ નહિ પણ કરીબ ૭૦,૦૦૦ બાળકો શાળાએ મોકલવા યોગ્ય ગણવા જોઇએ, અને જો કુટુમ્બ દીઠ એક આવુ બાળક ધારીએ તો આકડો ૧,૦૦,૦૦૦ નો થવા જાય. આમાથી માત્ર ૧૫,૦૦૦ બાળકો શિક્ષણનો લાભ રાજ્યને ખર્ચે ઉઠાવે છે જ્યારે ૫૦ થી ૬૦ હજાર બાળકો એમને એમ ઉછરે છે

આપણા દેશની સ્થિતિ તરફ નજર રાખી સ્ત્રી શિક્ષણને સર્વત્ર અતિ આવશ્યક ગણવામા આવે છે આને માટે જેટલી થાય તેટલી જોગવાઇ ઓછીજ ગણાય બાળાઓ વધતી સખ્યામા શાળાએ જતી થાય તે માટે જેટલી તજવીજ કરીએ તેટલી થોડીજ છે. છેલ્લી વસતી ગણતરી પ્રમાણે સ્ત્રીઓની સખ્યા રાજ્યમા ૨,૨૮,૨૨૯ ની છે તેમાથી માત્ર ૨,૧૫૮ કન્યા શાળાનો લાભ લે છે સખ્યાને આવડી નાની રાખનાર ધર્મ, રૂઢિ ભીતિ, અજ્ઞાનતા આદિ કારણો પણ છે, છતા રાજ્યે આ વિષમતાને, શાળાઓની સખ્યા કમી કરી, મદદગાર થવાની નામોશી લેવાનું ન ઘટે

ઉદ્યોગ, કારીગરી, વાણિજ્યના અભ્યાસ માટે સસ્થાનમા કોઇ શાળા નથી રાજ્યની બહારની સસ્થાઓમા જઇ કોઇ કોઇ પ્રજાજન આવુ શિક્ષણ મેળવતા હશે બહાર જઇ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ઈ સ ૧૯૨૨-૨૩ મા રાજ્ય તરફથી આશરે રૂ ૨૧૦૦

ની મદદ અપાઈ છે. આજ વર્ષમા યુરોપીય પરોણાઓનો સત્કાર કરવામા રૂ ૬૮,૮૯૩ અને દેશીઓની પરોણાગત માટે રૂ ૨૫,૧૯૭ની જોગવાઇ થઇ શકી છે. પાંજરામા પૂરી રાખેના સિંહોને નભાવવા પાછળ રૂ ૧૨,૦૦૦ ખરચી નકાયા છે. આ રીતે લોકો જ્યારે આકડાઓ સરખાવે ત્યારે તેમના હૈયા કેવા કમ્ળતા હશે? જ્યા ૫૦–૬૦ હજાર બાળકો શિક્ષણની કોઇ પણ પ્રકારની સોઇ વિના જીવનનો ઉત્તમ ભાગ એમ ગુમાવતા હોય, જ્યા ભણવાની હોંશવાળા અનેક જુવાનો મદદને અભાવે કકળતા તરફડતા હોય, ત્યા આવી રીતે પૈસા કેમ ખર્ચાતા હશે? કોઈ ગૃહસ્થ જો આવી રીતે પોતાનુ ઘર ચલાવતો હોય તો લોકોમા કેવો અપયશ પામે? પણ એ વિચારવાની ફુરસદ કોને હોય?

હિન્દુ મુસલમાન વિદ્વાનોની કદર કરી જ્ઞાનપ્રાપ્તિની હોંશને ઉત્તેજન અપાતું હોય એવુ પણ કઈ જોવામા આવતુ નથી જ્ય લોકપ્રિય પટ્ટિયાગ્ના પુસ્તકોની કદર બ્રિટિશ સરકાર, વડોદરા સરકાર અને સૌરાષ્ટના બીજા કેટલાય રાજ્યોમા થાય, છતા જુનાગઢના કેળવણી ખાતાનું લક્ષ એ તરફ જાય નહિ! નાનકડા નરસૈયા જેવા લલિતને મુબઇની ગધાતી ગટરોની પાસે રહી કવિત્વ ખીલવવાનું રહે, પણ કેળવણી ખાતાને એવા એક વિરલ નરને સઘરવાનું સૂઝે નહિ! પ્રજામાથી વૈદકીય ઉંચી તાલીમ પામેલા ડાક્ટરો લાખા વખતથી રાજ્યની નોકરીમા હોય છતા બહારથી સરખાજ શિક્ષણવાળા બીન જુનાગઢી ગૃહસ્થને મુખ્ય અધિકારી તરીકે લાવી રાજ્યે પ્રજાને ઉત્તેજવાની એક સુદર અને સુકર તક એમ ગુમાવી દીધી જુનાગઢના પ્રજાજનોમાથી યુરોપ જઇ જુદી જુદી શાખાઓનુ જ્ઞાન પામી આવેલા પુરુષો છે, સીમલા અને દીલ્હી જઈ સરકારના મોટા મોટા ખાતાઓ સાથે લાખોના કામ સફળતાપૂર્વક કરી આવેલા

પુરૂષો છે, દેશ વિદેશમાં ધંધાધાપામાં ફત્તેહ મેળવનારા અનેક પુરૂષો છે. આમાથી રાજ્ય થોડાકનો પણ ઉપયોગ કરી લઇ પ્રજાને ઉત્તેજવાનું કેમ ભૂલી જતું હશે?

હવે એકજ વાતનો બહુ અચકાતે દિલે, અણુછુટકે, ઉલ્લેખ કરવાનો રહે છે. ભારત વર્ષના ઉદ્ધારનો આધાર ભિન્ન ભિન્ન કોમોના ઐકય ઉપર છે એ સર્વને સ્વીકાર્ય સમજણ છે. નાની કોમોને શિક્ષણ જેવા વિષયોમા મળતી ખાસ મદદ સામે વિરોધ તો નજ હોય, તેમા તો આનંદ માનવો જ જોઇએ; પરંતુ આવા પ્રયત્નોથી રાજ્યની સમદ્રષ્ટિમા વિકૃત દેખાવાના ભયને નજ ભૂલાય. કારણ કે એકવાર ભૂલ થઇ તો રાજ્યની તદ્દન સાફ દાનત હોવા છતા ભાવિમા વિપ્લવકારી કડવાશ અને ગેરસમજુતી ઉભી થવાનો સંભવ છે. માટે મદ્રેસાઓને મદદ કરતી વેળા રાજ્યે પાઠશાળાને ન ભૂલી જવી જોઇએ. મુસલમાન અમીરોના બાળક માટે ખાસ યોજના રચતા હિન્દુ ગરાસીઆઓ તથા જાગીરદારોને ન ભૂલવા જોઈએ. રાજ્યની વસતી ૮૦ ટકા હિન્દુની અને બીજી મુસલમાન ભાઇઓની ગણીએ. છતા આ પ્રમાણ જળવાવુ જોઇએ એવો આગ્રહ ઉપર જણાવેલાં કારણોસર તદ્દન અગ્રાહ્ય છે. એટલું લક્ષમા રહેવું જોઇએ કે બનતાં સુધી બધી કોમો માટે સામાન્ય સંસ્થાઓ સ્થાપવી ધર્મશિક્ષણ માટે કે એવા બીજા કોઇ ખાસ સબબસર જુદી જુદી સંસ્થાઓ રાખવી પડે તો રાજ્યની મદદની વેતરણમા કુનેહ અને ન્યાય જાળવી ભેદનીતિની ભ્રાંતિ ઉભી ન થવા દેવી.

શિક્ષણુન. સંબંધમા ઘણું કરવાનું બાકી છે. તે પુરૂ કરવાનું તો બાજુએ રહ્યું, પણ જે સગવડો હતી તેમા ઘટાડો થતો રહ્યો છે અનેક પ્રાથમિક શાળાઓ, કન્યાશાળાઓ, ખોલવાની છે. કળા, કારીગીરી, ઉદ્યોગનાં શિક્ષણની જોગવાઇ વધારવાની છે. પુસ્તકાલયો

ઉઘાડવાના છે. રાજ્યના લેખકો, શાયરો, હિન્દુ મુસલમાન ધર્મવેત્તાઓને ઉત્તેજવાના છે. સામટો વિચાર કરીએ તો આ બધાં માટે જોઇતા નાણાનો આકડો દેખી કોઇ પણ ખજાનચી મુંઝાઇ જાય. આ મુંઝવણ જાણે ન હોય એમ રાજ્યની સામે બખાળા કાઢવામા ડહાપણ નથી એમ કરવાથી કઇ વળે તેમ પણ નથી. રાજ્ય અને પ્રજા મળી તેનો તોડ કાઢે એમાજ હિત દેખાય છે.

રાજ્યરોહણ પ્રસગે ખુદાવિંદ સરકારશ્રીએ એજટ ટુ ધી ગવર્નર સાહેબને ખાત્રી આપી છે કે "I shall do my best to carry on and extend the work that has been done," અર્થાત્ "જે કઇ થયુ છે તે જારી રાખવા અને વધારવા હુ સર્વોત્તમ પ્રયત્ન કરીશ ' આ શબ્દોની યાદી કરાવી આપણે નામદાર સરકારને અરજ કરીએ કે શાળાઓ વધારાય નહિ તો તેમા ઘટાડો તો થવા નજ દેવો જોઇએ, અને કેળવણી ખાતાના ખર્ચનું પ્રમાણ બ્રિટિશ વાલી વહીવટના વખતમા હતું તે રીતે કુલ ખર્ચને મુકાબલે રાખવાની મહેરબાની કરવી જોઇએ. આમ થાય તોજ.જીવનના એક ગંભીરમા ગંભીર પ્રસગે, સમ્રાટ સત્તાના પ્રતિનિધિની હાજરીમા, અમીર ઉમરાવ અને પ્રજાજનોની સાક્ષીએ જે વચનો ઉચ્ચારાયાં. છે તેનું કંઇક પણ પાલન થાય, અને જો એટલુંજ કરવાનું રહે તો પણ હાલ ખરચાય છે તેના કરતા આશરે એકાદ લાખ રૂપીઆ કેળવણી ખાતાને હિસ્સે વધારે વપરાવા જોઇએ.

અંગ્રેજી ભણતર માટે જુદી જુદી મીડલ સ્કુલો ચલાવવાને બદલે જ્યા જરૂર હોય ત્યા કમ્પોઝીટ સ્કુલનુ ધોરણ દાખલ કરવાથી ખર્ચમા બચાવ થશે અને ગુજરાતી ભાષા તથા એ ભાષાદ્વારા બીજા વિષયોનુ શિક્ષણ સિનિયર શિક્ષકોને હાથે વધારે સચોટ રીતે આપી. શકાશે. આવી રીતે અંગ્રેજી ત્રણ ધોરણ ભણ્યા પછી જેને

વધારે અભ્યાસ કરવાની ઇચ્છા હોય તેમને માટે જુનાગઢમા ચાલતા વિદ્યાર્થી ગૃહોનો લાભ વધારે સહેલાઇથી મળી શકે તેવી તજવીજ કરવી જોઇએ. આથી વિદ્યાર્થીભવનોને રાજ્યનો ટેકો મળશે અને વિદ્યાર્થીઓને, વધુ કેળવાયેલા અને અનુભવી, જુનાગઢની હાઇસ્કુલના શિક્ષકોનો લાભ મળી શકશે.

જુનાગઢની કૉલેજમા ૨૩૬ વિદ્યાર્થીઓ ભણે છે. તેના ઉપર લગભગ ૬૦,૦૦૦ નુ વાર્ષિક ખર્ચ થાય છે. એટલે વિદ્યાર્થી દીઠ આશરે વાર્ષિક ૨૫૦ નું ખર્ચ ગણાય આ ૨૩૬ માથી જુનાગઢ રાજ્યના ૧૦૦-૧૨૫ વિદ્યાર્થીઓ અંદાજ હશે બાકીના રાજ્યની બહારના. વિદ્યાનો લાભ કોઇને પણ અપાય તેની સામે વાધો ઉઠાવતા જરૂર દુ.ખ થાય, પણ જ્યા આત્મરક્ષાનો પ્રશ્ન ઉભો થાય ત્યા આવી ઉદારતા અટકાવવાનો વિચાર ક્ષતવ્ય લેખાય. ઉપરાત શિક્ષણની સફળતા અને સચોટતાનો પણ આમા સવાલ છે નાના રાજ્યમા ૨૦૦-૪૦૦ રૂપીઆનો પગાર બહુ ઠીક ગણાય આવા પગારથી સાદામા સાદા પ્રૉફેસરોને રોકવાનું આપણા દેશની સ્થિતિ જોતા સક્ય નથી પ્રયોગશાળા, પુસ્તકાલય અને કૉલેજને અંગે આવશ્યક મનાતી બીજી પ્રવૃત્તિઓની જોગવાઇ પણ જોઇએ તેટલી ન થાય. કૉલેજને આજ ૨૫ વર્ષ પૂરા થયા છે. આજ સુધી એક પણ નામ ધારી નર એણે પેદા કર્યો છે? પ્રૉફેસર હોડીવાળાને બાદ કરતા બાકીનામાથી કોઇએ પોતપોતાના વિષયમા કઇ ખાસ ચિંતન કર્યાનું જણાયુ છે? આવી રીતે તપાસ કરીએ તો કૉલેજની ઉપયોગીતા વિષે જરૂર વિચાર થઇ પડે. વાચકે એક વાત અવશ્ય ધ્યાનમા રાખવી કે આમા કોઇ પણ વ્યક્તિઓને ખાસ તપાસ વિના અન્યાય આપવાનો નથી. સાધનોની કોટાઇ, ઉત્તેજનનો અભાવ અને સ્થળ કાળના વાતાવરણનુંજ મોટે ભાગે એ પરિણામ હશે. જુના-

ગઢના ગામડાઓમા પડેલી તક રૈયતને રઝળતી રાખી થોડાક વિદ્યાર્થીઓને સાધારણ પ્રકારની ડીગ્રીઓ અપાવવા પાછળ આવડો ખર્ચ વાજબી નથી લાગતો. જુનાગઢના વિદ્યાર્થીઓને ૧૫-૨૫-૩૦ રૂપીઆની માસિક સ્કોલરશીપો આપી જુદી જુદી કૉલેજોમા અભ્યાસ કરવા મોકલવામા આવે તો વાર્ષિક ૩૦,૦૦૦ રૂપીઆના ખર્ચથી ૧૨૫ વિદ્યાર્થીઓને જરૂર પુરતી સારી સગવડ મળી જાય અને બાકીની બચત રકમ જે ખેડુતના પરસેવાથી રાજ્યનો ખજાનો ભરાય છે તેના બચ્ચાઓની નિરક્ષરતા નાબુદ કરવાના કામમા લઇ શકાય.

જુનાગઢ એકદમ કૉલેજ બધ કરી અપયશ ન ઉઠાવે અને વિદ્યાર્થીઓને મુઝવણમા નજ મૂકે, પણ જેમ રાજકોટમા ટ્રેનીંગ કૉલેજ ચાલે છે તેમ કોઇ પણ મધ્ય સ્થળમા સહુ રજવાડાના સહકારથી આવી કૉલેજ પોતે અગ્રેસર થઇ સ્થાપી શકે. દશ વીસ મોટા રાજ્યો ધારે તો વાર્ષિક લાખ રૂપીઆ સહેજમા ખરચી શકે. કોઇ એક રાજ્યને બોજો થાય નહિ અને આખા સૌરાષ્ટ્રના ઉચ્ચ શિક્ષણના અભિલાષી જુવાનોને ખરેખરૂં ઉચ્ચ શિક્ષણ મેળવાની તક આપી શકાય રાજ્યોની મનોદશા જોતા આ કામ એકદમ પતી જાય તેમ નથી, પણ જો જુનાગઢ જેવા મોભાદાર રાજ્ય તરફથી આવી હીલચાલ શરૂ થાય તો તેમા સૌરાષ્ટ્રના રજવાડાઓજ નહિ, પણ બહાર વસતા સૌરાષ્ટ્રીય શ્રીમતોની પણ સહાય મળવાનો સભવ રહે.

રાજ્યની ખેરાતની મદદ રાજ્યની શિક્ષણ સંસ્થાઓને આપવાની વ્યવસ્થા ઉતારી શકાય તો તેથી પણ નાણાની સગવડ વધે.

ગોરખમઢી, કોયલી, ધણુફુલીઆ, પ્રાચી, વરાહતીર્થ, માગનાથ, રણછોડજી, શ્રીનાથજી, જુનાગઢની હવેલી અને બેટ જેવી ધાર્મિક

સંસ્થાઓને રાજ્ય તરફથી અપાયેલી મિલકતોનું ઉત્પન્ન લાખો રૂપીઆ થાય. એ ઉપરાંત જુદાં જુદાં ગામમાં જુદાં હિન્દુ મુસલમાન સ્થાનકોમાં પણ રાજ્ય તરફથી ગરાસો અપાયેલા છે. આ બધી જીવાઇઓ ખાનાર ઉપર રાજ્યમાં જ્ઞાન પ્રચાર કરવાનો બોજો હોવો જ જોઇએ. જો એટલું ન થાય તો આવી ધરમાઉ જીવાઇ કેવળ રાજ્ય ઉપર બોજા રૂપ ગણાય. વર્ષોથી ચાલી આવતી આ સંસ્થાઓને પોતાની ફરજ અદા કરવાનું સહેલથી નહિ સમજાવી શકાય, પણ જો રાજ્ય ધારે અને રાજ્ય અને પ્રજા સહકાર કરી સમાધાની, શાંતિ, ન્યાય, નીતિથી આ પ્રશ્નનો ઉકેલ કરવા બેસે, તો તે અશક્ય નથી. જ્ઞાન પ્રચાર અર્થે વાપરવાનું સંસ્થાઓ પાસે સ્વીકારવી શકાય તો નાણાંની ઘણી જોગવાઈ થઇ જાય અને સંસ્થાઓ રાજ્ય તેમજ જે તે પંથ અને ધર્મની શોભામાં વધારો થાય.

આવી રીતે નાણાંની જોગવાઇ માટે વિચાર કરીએ તો અનેક નાના મોટા, સહેલા તેમજ અઘરા માર્ગો મળી આવે. પરંતુ એ બધું થાય ત્યાં સુધી આજના જમાનામાં થોભી રહેવાનું પ્રજાને કહી નહિ શકાય. શિક્ષણ કાર્ય ત્વરિત અને વિસ્તૃત થવુંજ જોઇએ. એનો ઉકેલ મોટે ભાગે પ્રજાના હાથમાં છે. પ્રજાએ એકસો શાળાઓ ચલાવી એની શક્યતા સિદ્ધ કરી છે. એ ઉકેલને વધારે વ્યવસ્થિત બનાવવાથી ઘણું કામ થઇ શકશે. જે બ્રાહ્મણો અને બાવાઓ કેવળ સમાજ ઉપર નિર્વાહ ચલાવી રહ્યા છે, જેઓ મંદિર, મઠ, માણામાપાંની પેદાશ ખાય છે તે દરેકે શિક્ષકનું કાર્ય કરવું જોઇએ. આમાં પ્રજા પોતે સમજે એટલે પછી કંઇ વિશેષ કરવાનું રહેશે નહિ. કારણ કે પ્રજા ખર્ચ તો ભોગવે છેજ. માત્ર તેના બદલામાં જ્ઞાન પ્રચાર પાકે પાયે થતો રહે એટલું જોવા જેટલી જાગૃતિજ જરૂરની છે.

રાજ્ય પ્રજાના આ પ્રયત્નને સહેલાઇથી ખૂબ સહાય આપી શકે તેમ છે. દરેક ગામના પંચને આવી રીતે પોતપોતાના ગામના બ્રાહ્મણો અને બાવાઓ પાસેથી કામ લેવાની સૂચનાઓ આપે. જ્યાં જ્યા એવી શાળાઓ ચાલતી થઇ જાય ત્યા ત્યા શાળાઓ ચલાવનારને વાર્ષિક રૂ. ૨૫, ૫૦, ૭૫, કે ૧૦૦ ગામ અને કામના પ્રમાણમાં મદદ આપે. રાજ્યનું કેળવણીખાતું આવી શાળાઓની તપાસ કરતું રહે, તેને માટે ગામડાઓને અનુકુળ અભ્યાસક્રમ સુચવતું રહે, તો આજ છે તેના કરતા બમણી સંખ્યાની શાળાઓ બે વર્ષમા રાજ્યમા થઈ જાય. થોડાક હજાર રૂપીઆ અને થોડી વધારે જાગ્રતિથી વર્તમાન વહીવટ ઘણું કામ કરી બતાવી શકે તેમ છે.

લોક શિક્ષણના પ્રશ્નની મહત્તાને લીધે એ સબધમા બીજા ઘણાય વિચાર આવી જાય છે, પણ બધુંય નોંધી નથી શકાતું. રાજ્ય અને પ્રજા આ વિષયમા સત્વર પ્રયત્નશીલ થાય એવી પ્રાર્થના.



# પ્રકરણ ૧૦ મું: આરોગ્ય.

આરોગ્યને લગતું અઢળક કામ આખા દેશમાં પડ્યું છે. આપણાં ઘરો, વાડાઓ, ફળીઆંઓ, શેરીઓ, ચૌટાંઓ, પાદરો, જળાશયો, જાજરૂઓ, હાટો જુઓ. પાશ્ચાત્ય સમજણ પ્રમાણે તો તેમાં અનેક ખામીઓ દેખાશે. આપણાં સાદાં જીવનની નજરે નિહાળો તો પણ તેમાંથી દુઃખજ થશે. સાદા શૌચના નિયમો આપણે વિસાર્યા છે. વિધિઓ બગાડી મૂક્યા છે. તન મનની શુદ્ધિનો વિચાર આપણા જીવનમાથી લગભગ ઉઠી ગયો છે. એ કોણે કર્યું ? ક્યારે કર્યું ? એ પ્રશ્નોની ચર્ચા કરવાનું આ સ્થાન નથી. માત્ર એટલુંજ સમજી લઈએ કે હવા, ઉજાસ, પાણી, ખોરાક, સ્વચ્છતા, શાંતિ વગેરે જીવન ઉપર સતત અને સચોટ અસર કરતી બાબતોમા આપણે ઘણું ઘણું કરવાનું છતા રાજ્ય આ બાબતમા પણ પ્રજાહિતની બીજી બાબતોમા છે તેમ ઉદાસીન દેખાય છે. ખર્ચમા કંઇ ઘટાડો કરવાનો મોકો દેખાય તોજ રાજ્ય આના તરફ જાગ્રતિ બતાવે છે. લોકોના આરોગ્ય સંબંધે રાજ્યે કરેલી વ્યવસ્થામા સુધરાઈઓ, ઇસ્પીતાલો, દવાશાળાઓ, પશુદવાશાળા અને શીતળા ખાતું છે. આપણે આ બધા વિષે વિગતે તપાસ કરીએ.

સુધરાઇ સભાઓની સંખ્યા રાજ્યમા ૨૪ ની છે. જુનાગઢ અને વેરાવળની શહેર સુધરાઇઓ, ૧૬ કસ્બાઓની સુધરાઈ સભાઓ અને ૬ ગામ સભાઓ છે. જુનાગઢમા ૯ નીમેલા પ્રજાજનો અને એક અમલદાર પ્રમુખ મળી સભા બને છે. વેરાવળ જેવા અગત્યનાં બંદર અને શહેરની સુધરાઇ સભા એક માત્ર પોર્ટ કમીશનરમાંજ સમાઇ જાય છે. કસ્બા અને ગામ સભાઓમાં વહીવટદાર પ્રમુખ અને બીજા બેચાર નીમેલા પ્રજાજનો મળી સભાનું સ્વરૂપ ઉભું થાય છે.

નથી લાગતો. પરિણામે સુધરાઇઓ સરકારી ખાતા જેવીજ રહી છે. અને પ્રજાને લાભ પહોચાડવાને અશક્ત બની ગઇ છે. રાજધાનીમા પાણીની સખ્ત તંગી રહે છે. ત્યાની ગરમી અસહ્ય હોય છે. કુવા અને વાવો ઘણાં ઊંડા છે. રાતના બે વાગ્યાથી ઝાખા ફાનસોના પ્રકાશથી પાણી ભરવા અનેક વિટંબના અને કલહો ભોગવતી બાઇઓને બાળકપણામાં જોયેલી એ દૃશ્ય જીવનભર ભુલાય તેમ નથી. આજે આવડાં મોટા શહેરની આ મુશ્કેલી દૂર કરવાને પાણીના ૧૨ અરધા ઇચી જાહેર નળ મુકાવાનું અહેવાલો પરથી જણાય છે, અને એ પણ સુધરાઇનું પરાક્રમ નથી પણ દરબારની દયાનું ફળ છે એમ સમજાય છે' ઘણા મોટાં શહેરોમા મોટા ખર્ચે દૂરથી પાણી લાવવાની સગવડ થઇ છે, પણ જુનાગઢ રાજ્યમા શહેરની પડોશમાંજ બાર માસ વહેતી નદીઓ અને આજુ બાજુ ડુંગરાઓની કુદરતી સગવડ હોવા છતા પાણીનો પુરો પાકો બંદોસ્ત થઇ શકતો નથી '

આરોગ્યને લગતા અનેક કામો સર્વત્ર પડયા છે સૌરાષ્ટ્ર જેવા પછાત મુલકમાં શુ શુ કરવાનું નહિ હોય? છતા સુધરાઇઓની નાની સરખી આવક પણ પુરી ખરચાતી નથી. દર સાલ એકઠીજ થતી રહે છે. આ એક આશ્ચર્યજ છે. આકડા તપાસોઃ ઈ૦ સ૦ ૧૯૨૨–૨૩મા આ ખાતાઓની પુરાત રૂ. ૨,૧૨,૧૩૫ ની હતી. સાલ દરમ્યાન ઉપજ રૂા. ૧,૯૩,૫૦૭ ની થઈ. કુલમાથી રૂ. ૧,૩૫,૧૯૫ ખર્ચાયા. બાકી રૂ. ૨,૭૦,૮૨૨ બચત રખાયા. ઉદ્યોગ અને વાણિજ્યમા આવી કરકસર ઉપયોગી ગણાતી હશે, પણ જ્યા પ્રજાના તન, મન, ધનને ખીલવવાનોજ હેતુ હોય અને અનેક બાબતો નાણાં અને વિચારને અભાવે એમને એમ પડી રહેતી હોય ત્યા આવી કરકસર અઘટિત ગણાય. રાજ્યના બીજાં

ખાતાઓમા કરકસર કરવાને બદલે ભારે વધારો થતો આપણે જોયો છે. શિક્ષણ અને આરોગ્યની બાબતમા આવી કરકસર ન જોઇએ આમાથી રાજ્યની પ્રજાહિતની વૃત્તિ અને શકિતની તપાસ કરીએ તો પરિણામ શુ જણાય ?

બોલો, ઓ સુધરાઇના સભ્યો ' તમે પ્રજાહિતનું' કામ માથે લીધુ છતા આમ કેમ થયુ છે ? આ ખાતા સાથે સીધો અને ધણીપદાનો સબધ ધરાવનાર અમલદાર વર્ગ આનો કંઇ ખુલાસો કરશે ? કોઇ ઉત્તર આપે તો પ્રજા સત્યસ્થિતિ સમજે અને રાજ્ય અને પ્રજા મળી તેને સુધારવાનો વિચાર કરે એમ થાય તે પહેલા પણ સુધરાઇઓમા ચુટણીનું ધોરણ દાખલ કરવાનું, સુધરાઇઓની ઉપજ અને ખર્ચના સંબધમા તેની સત્તા વધારવાનું, સુધરાઇને હાથે બત્તી અને સફાઇનું જ નહિ, પણ હવા, ઉજાસ, પાણી, ખોરાક, શિક્ષણ શાળા, પુસ્તકશાળા અને બીજી જાહેર સસ્થાઓને લગતુ કાર્ય સોપવાનું, સુધરાઇને ખર્ચે નભતા સ્થાનિક માણસો અને ઢોરો ઉપર કાબુ રાખવાનું વગેરે કામો તો ત્વરાથી થવા જોઇએ. રેવન્યુ ખાતા પાસે ધણીપદુ ન રાખતા કેવળ શિક્ષકપણું રહેવા દેવું જોઇએ. આવા નાના નાના સુધારાઓ ન થાય તો ફરમાન ન. ૧૩ મા જણાવાયેલી પ્રજાને સ્વરાજ્ય ભોગવતી જોવાની નામદાર નવાબ સરકારની ઇચ્છા અર્થ વગરની થઇ જાય.

દવાદારૂની મદદ બહુ થોડા લોકોને મળી શકે છે. જેમ શિક્ષણની બાબતમા રાજ્યે પીછેહટની નીતિ ધારી છે તેમ આ વિષયમા પણ રાજ્યનું વલણ તેવુજ દેખાય છે. રાજ્યમા ૨ ઇસ્પીતાલો અને ૨૪ દવાખાનાઓ હતા તેમાથી થોડા વખત પહેલા ૨ દવાખાનાઓ દરદીઓના અભાવને કારણે બંધ થયા, એટલે હવે રાજ્યમા કુલ ૨૪ વૈદકીય સસ્થાઓ રહી બધામા મળી કુલ ૩૦ ડાકટરો છે. ઉપરાત

ખાનગી ધંધો કરનારામાં ૧૧ અંગ્રેજી રીતે, ૧૯ આયુર્વેદની રીતે અને ૩૧ યુનાની રીતે કામ કરે છે. આ રીતે ૪,૬૫.૦૦૦ મનુષ્યોને મદદ પહોંચાડવા માટે ૧૦૧ માણસો રોકાયાં છે. આમાંથી ૭ સંસ્થાઓ અને ૫૫ માણસો તો માત્ર જુનાગઢ શહેરની સારવાર કરવા માટે છે, એટલે રાજ્યના બીજા ભાગ માટે ૧૭ સંસ્થાઓ અને ૫૬ માણસો બાકી રહે છે. આ રીતે આસરે ૧૪૦ ચોરસ માઈલે એક સંસ્થા અને ૭૫૦૦ માણસોએ એક ડાક્ટર, વૈદ્ય, યા હકીમનું પ્રમાણ આવે છે. રાજ્ય આ ખાતાંને કુલ ખર્ચમાંથી જુજ હિસ્સોજ આપે છે, અને તે નાની રકમમાંથી પણ મોટો ભાગ જુનાગઢ શહેર ખાઇ જાય છે. સં. ૧૯૭૮ માં જુનાગઢ ખાતે રૂ. ૮૪,૦૦૦ ખરચાયા અને બાકીનાં આખાં રાજ્યને માટે આ રૂ. ૨૪,૯૪૫ અપાયા છે! દાયકામાં જુની ઢબના વહીવટે સ્થાપેલી સંસ્થાઓમાં ગીરની ફરતી દવાશાળા સિવાય કંઈ વધારો થયો નથી. જ્યારે હાલમાં બેસાણ અને વડાલનાં દવાખાનાંઓ બંધ થયાં છે!

અલબત્ત, જુનાગઢની ઇસ્પીતાલોમા રાજ્યનાં જુનાગઢ બહારનાં દરદીઓની સારવાર થાય છે. પરહદનાં દર્દીઓની પણ સારવાર થાય છે. આમ જુનાગઢ ખાતે થતા ખરચમાંથી બીજાને મદદ મળે છે એ લક્ષમાં રાખીએ તો પણ સાધારણ પ્રજાને માટે દવાશાળાની અને વૈદકીય મદદની ઉણપ દેખીતીજ છે. ગીર જેવાં વિસ્તૃત જંગલને માટે ખરચાતી રકમ વાર્ષિક રૂ૦ ૬૯૬ ની છે. તે વિસ્તારના અને આબોહવાના પ્રમાણમાં નાચીઝ જ લેખાય. કુલ ખરચાતી રકમમાંથી જુનાગઢ ખાતે વપરાતી રકમ બાદ કરીએ અને કુલ વસ્તીમાંથી પાયતખ્તની વસ્તી બાદ કરીએ તો બાકીની વસ્તીને માથા દીઠ આશરે વાર્ષિક એક આનાની રકમ આ ખાતે મળે છે! રાજ્યની આવક માથા દીઠ રૂ. ૧૩ાા એટલે ૨૧૫ આનાની છે. ૨૧૫

ની કમાઇવાળા પોતાનાં કુટુંબને માટે માત્ર ૧ વૈદકીય મદદ સારૂ આપે તો તે વાજબી નહિ લાગે. ઇશ્વરનો ડર રાખી, પૃથ્વીપરના જીવનની મર્યાદિત મુદતનું ભાન રાખી પરલોકના અથવા કયામતના રોજને યાદ રાખી, કોઇ વહીવટ કરનાર ખર્ચની આવી વ્યવસ્થાને વાજબી ગણી શકશે ?

ઘેર ઘેર વૈદકીય મદદ પહોંચાડી શકાય એવી એક પ્રથા જુનાગઢમાં છે, પરંતુ એ પ્રથાની તરફ દુર્લક્ષ રહેવાથી તેનો ઉપયોગ જોઇએ તેટલો થતો નથી. રાજ્યનું વૈદક ખાતુ અમુક ધોરણસર દેશી વૈદ્યોની પરીક્ષા કરી પ્રમાણપત્ર આપે છે, એ પ્રથાને પદ્ધતિસર ગોઠવાય તો દેશી વૈદ્યોનો વધારો થાય અને અત્યારે અણશીખ્યા માણસોની જેની તેની સહાયને બદલે આવા ઠીક શીખેલા વૈદ્યોની મદદ વસ્તીને મળી શકે. ઓછામાં ઓછા ત્રણ વર્ષનો કોઇ પ્રમાણપત્ર ધરાવનારા ધંધાદારી વૈદ્ય સાથે રહી અભ્યાસ અને અનુભવ મેળવી આવનાર, ગુજરાતી સાત ધોરણનો અભ્યાસ કર્યો હોય તેવા માણસોને નિશ્ચિત ઠરાવેલા અભ્યાસક્રમ પ્રમાણે તપાસી પ્રમાણપત્ર આપવાનું રાખવામા આવે તો ઘણો ફેર પડી જાય તેમ છે. આવા વૈદ્યોને, ગામડાની શાળાના શિક્ષકોના સંબંધમા સુચવ્યું છે તેમ ગ્રાન્ટ આપવાથી ઘણા ગામડાઓમા વૈદકીય મદદ પહોંચાડી શકાય તેમ છે. રાજ્યના ૮૪૦ ગામડાઓમાં પાચ ગામ દીઠ એક વૈદને રાખવાની યોજના થાય તો ૧૬૮ વૈદ્યો અને સંસ્થાઓ જામે. આના નિભાવ માટે વૈદ્યના વાર્ષિક રૂા. ૨૦૦ અને દવાના રૂા. ૧૦૦ ગણાય, એટલે રાજ્યને વર્ષ દિવસે રૂા. ૫૦,૦૦૦ નું ખર્ચ આ ખાતે વધારે થાય. જે રાજ્યને વાર્ષિક ૬૦–૬૨ લાખ રૂપીઆની પેદાશ હોય તેની પાસે આ માગણી વધારે પડતી નહિ ગણાય.

આમાં બે અર્થ સરશે. વસ્તીને બહુ છુટથી વૈદકીય મદદ

મળશે અને દેશી વૈદું આગળ વધશે. જુનાગઢ લાખો રૂપિયા ખેરાત, પરોણાગત, ઇનામ અકરામમાં વાપરે છે, તેમાંથી આટલી રકમ આ ખાતે રોકવાનું જો વહીવટની વૃત્તિ બદલાય તો તદ્દન સહેલાઇથી બની શકે તેમ છે.

તળપદ જુનાગઢમાં ઢોરો માટે દવાશાળા છે. આ દવાશાળાએ સં. ૧૯૭૮ માં રૈયતનાં ૫૯૩ ઢોરોની અને સરકારી ૮૬૮ ઢોરોની સારવાર કરી છે. પશુઓનાં આરોગ્ય ઉપર જે રાજ્યની આર્થિક દશાનો મોટો આધાર હોય તેમાં આ મદદ ઘણીજ ઓછી છે. આ દવાશાળાના કુશળ ડૉકટરોએ રાજ્યમાં મુસાફરીઓ કરી ખેડુતોને ઢોરનાં દરદો અને એના સામાન્ય ઉપચારોની માહિતી આપી હોય એવો ઉલ્લેખ સરખો અહેવાલોમાંથી હાથ નથી લાગતો. આ ખાતે ખર્ચ પણ હસવા સરખુંજ રાખ્યું છે. સં. ૧૯૭૮ માં એ ખાતે રૂ. ૧૭૮૪ નો ખર્ચ થયો છે. રાજ્યમાં ઢોરોની સંખ્યા ૪૮૫૮૯૪ ની છે, એટલે એક ઢોરદીઠ વાર્ષિક પોણી પાઇની જોગવાઇ વૈદકીય મદદ માટે થાય છે! જે બળદીઆની મહેનતથી ખેતીનું ઉત્પન્ન આવેછે, જે ગાય ભેંસોની મદદથી હજારો ડબા ઘીની પેદાશ થાય છે, જે બકરાં મેંઢાઓની મદદથી કામળા અને ધાબળાઓ અને ખાતર મેળવાય છે, અને ઉંટ, ગધેડાં, ઘોડા જેવા ઢોરોની મદદથી આવજાવનો માલ અને મનુષ્યોનો વ્યવહાર નભે છે, તેમજ જેનાં હાડકાં ચામડાંમાંથી પણ રાજ્ય પેદાશ મેળવે છે તેના તરફ અપાય છે તેથી વિશેષ ધ્યાન આપવાની જરૂર કોને નહિ લાગે? પણ રાજ્યનું બજેટ ઘડનારાઓને એની જરૂર જણાતી નથી. એ રાજ્યનું અને રાજ્યને આશરે રહેલી રૈયતનું કમભાગ્યજ ગણાય.

વૈદક ખાતાંનું ધ્યાન ગીર તથા ગિરનાર તરફ જલદીથી જવું જોઇએ છે. બરડા ડુંગરમાં ઉગતી ઔષધિઓની તપાસ માનનીય

ભાઇ જયકૃષ્ણ ઇંદ્રજીએ કરી અને પોરબંદરના નામદાર મહારાણા સાહેબની કૃપાદ્રષ્ટિથી છપાણી. એજ વિદ્વાન વકીલ તરફથી કચ્છની વનસ્પતિઓનો ગ્રંથ પણ છપાઇ તૈયાર થાય છે. એમના જેવા વિરલ નરને શોધી કામે વળગાડવાનું જુનાગઢને ન સુઝે એવી માન્યતા તો કોઇ મુર્ખજ રાખી શકે, પણ સંસ્થાનનું વૈદક ખાતું આ ઘર આંગણે પડેલો વૈદકીય ખજાનો જગતની જાણમાં લાવે નહિ, તેનો ઉપયોગ કરે નહિ એતો નવાઇની વાતજ ગણાય. વૈદકખાતુ બુલેટીન બહાર પાડે તેમા વસ્તીને શું લાભ થાય ? વસ્તીને અક્ષરો ઓળખતા હજુ શીખવાનું છે. જો વૈદક ખાતું દેશી ઔષધિઓની ઓળખાણ ઉપયોગ, પ્રદર્શન અને પ્રયોગદ્વારા સ્થળે સ્થળે આપે તો કંઇક લાભ થાય આમ કરવામા તો રાજાને બેવડો લાભ છે, એક તો પોતાની હદમા ઉગતી વનસ્પતિઓનો ઉપયોગ થવાથી વસ્તીને દવાનું ખર્ચ કંઇક અંશે બચે અને જે જે ચીજો પુષ્કળ પ્રમાણમા ઉગતી હોય અથવા ઉગાડી શકાય તેમ હોય તેનો વેપાર ખીલવીને પણ નાણા મેળવી શકાય. આમા કંઇ બહુ ખર્ચ કરવાનો નથી, માન વૈદકીય અમલદારોએ તકલીફ લેવાની છે. રાજ્યના હિતને ખાતર, વસ્તીની સગવડને ખાતર, જો વૈદકીય મોટા અમલદારોને, પગાર લઇ, આટલીતકલીફ ઉઠાવવાની ફરજ પાડવામા આવે તો તે વધારે પડતું કોને લાગશે ?



# પ્રકરણ ૧૧ મું: ભરણ-પોષણ.

પ્રત્યેક રાજ્યવહીવટની ઉપયોગિતાનુ માપ પ્રજાની સ્થિતિથી નીકળે છે પ્રજાની સ્થિતિ બહુ ભાગે ભરણ પોષણની સગવડો પ્રમાણે હોય છે ઉપયોગિતાની વૃદ્ધિના પ્રમાણમા વહીવટનુ અસ્તિત્વ દઢતા મેળવે અને ક્ષયના પ્રમાણમા ઘસારો પામે એટલા માટે પ્રજાના પરિપોષણનો બોધ, સ્થળે સ્થળે, પ્રાચીન અને અર્વાચીન સાહિત્યમા મળી આવે છે જુનાગઢ જેવા રાજ્યને ગોખી રાખવા જેવો એક શ્લોક છે

राजन् दुधुक्षसि यदि क्षितिधेनुमेनाम्
तेनाद्य वत्समिव लोकममु पुषाण।
तस्मिंश्च सम्यगनिशं परिपुष्यमाणे
नानाफलैर्फलति कल्पलतेव भूमि ॥

"હે રાજા ! જો જમીનરૂપી આ ગાયને દોહવા ઇચ્છે તો પહેલા વાછડાંની પેઠે પ્રથમ આ લોકનું પોષણ કર, નિરંતર તેમનું સારી રીતે પરિપોષણ કરવાથી કલ્પલતાની પેઠે ભૂમિ વિવિધ ફળોથી ફાલે છે." આ લેખમાળાનું પ્રકરણ ૭ મુ વાચી જવાથી જણાશે કે પ્રજાની સ્થિતિમા સુધારો આવશ્યક છે-શકય છે. જેમાથી ભરણ પોષણ મેળવી શકાય તેવા પુષ્કળ સાધનો રાજ્યમ છે કુદરતની જેટલી કૃપા છે તેટલી જો રાજ્યની મમતા હોય અને પ્રજાની અગવડો અને નડતરો દૂર કરવા પ્રયત્નો સતત્ થતા રહેતા હોય તો સમૃદ્ધિ અને સુખમા ઘણો વધારો થઇ શકે વિચાર કરતા નાની મોટી અનેક બાબતો તરફ ધ્યાન ખેચાય, પરંતુ જોઇતી બધી માહિ-

તીઓ મ્હારી પાસે નથી, તેમ આ લેખમાળા અમર્યાદ નથી; એટલે કેટલીક મુદ્દાની વાતોનોજ વિચાર કરવાનું રાખીએ.

ખેતીનો વિસ્તાર અને ઉત્પન્ન વધારી શકાય તેમ છે. રાજ્યમા, ભાગરોળને બાદ કરતા, કુલ ૨૦,૪૩,૫૭૮ એકર જમીન છે. આમાથી ભાયાતોને અપાયેલી ૫૭,૦૬૫, મૂળ ગરાસીઆઓની ૨,૨૯,૫૬૫, અને બીજા જીવાઇદારોને દીધેલી ૩,૫૦,૦૨૬ એકર જમીન બાદ જતા ૧૪,૦૬,૯૬૧ એકર ખાલસા ભોય રહે છે. આ ત્રિભા-ગમા જગલ અને ખરાબો ૬,૨૯,૪૬૪ એકરમા છે, એટલે ખેતીને યોગ્ય ૭,૭૭,૫૦૭ એકર ભૂમિ રહે છે. જમીનની બે જાત ગણી છે. (૧) બારેત એટલે વરસાદના પાણી ઉપરજ આધાર રાખતી, (૨) પીન એટલે કુવા, વાવ, એોરીઆ સાગણના પાણીની મદદ મેળવી શકતી. પહેલા પ્રકારની ૭,૨૫,૯૮૭ એકર અને બીજા પ્રકારમા ૨,૬૯૨ મારણ કાઠાની અને બીજી ૪૮,૮૩૬ એકર જમીન છે. આમાથી પોતાને ખાતે ચડાવી ખેડુતોએ રાખેલી ૬,૧૪,૫૩૩ એકર ભોય બાદ જતા બાકીની ૧,૬૨,૯૭૪ એકર અણખેડાતી જમીન રાજ્યપિતા સામે મુગ્ધા કન્યાની પેઠે મ્લાન વદને નિરાશ નયનો માટી વર યાચતી ઉભી છે.

આમ કેમ? ઉત્તરો શોધવા અહેવાલો ઉથામીએ. કશી સમ-જણ નહિ મળે. મેમાનગતી, ખેરાત, પરચુરણ વગેરે બીન અગત્યની બાબતો માટે અહેવાલોમા ઘણી શાહી, કાગળ અને છપામણીનો ખર્ચ થતો જોવાય છે, પણ આ અગત્યની બાબતમા અહેવાલો રજુ કરનારાઓ ખટ્ટજ ટુકામા પતાવટ કરી દે છે. ખુદાવિંદ નવાબ સરકાર આ અહેવાલો કેમ સ્વીકારતા હશે? પ્રજામાથી કોઈ આ બાબત તરફ રાજ્યનું ધ્યાન કેમ નહિ ખેંચતું હોય? ઉપેક્ષાવૃત્તિ અક્ષન્તવ્ય અને શોકપ્રદ છે. આવી ઉપેક્ષાને લીધે દેખી શકાય એવું નુકસાન

રાજ્ય અને પ્રજા વેઠે છે. રાજ્યની મહેસુલ સરાસરી એકર દીઠ ૪ રૂપીઆને આશરે છે. નવી જમીનનુ ઉત્પન્ન આરંભમા કંઇક ઓછુ ગણીએ તો પણ રાજ્યને વાર્ષિક ૪–૫ લાખ રૂપીઆની ખોટ જાય છે એમ દેખાય રાજ્યે દશ વર્ષમા રેલ્વેને વધારવા રૂા ૩૫,૦૦,૦૦૦ અને જાહેર બાંધકામ પાછળ રૂા. ૯૦,૦૦,૦૦૦ ને આશરે ખરચ્યા છે, જ્યારે આ પડતર જમીનને ખેડાતી કરવા માટે કંઇ ખર્ચ થયુ હોય એમ જણાતુ નથી અનુત્પાદક રીતે લાખોની રકમો રોકાય અને દેખીતી કાયમી પેદાશ આપે એવી બાબતો તરફ દુર્લક્ષ થાય તેથી ખર્ચની વેતરણ કરનારા અધિકારીઓની મતનબ વિષે પણ લોકોમા અનેક પ્રકારની શકાઓ થયા કરે. વસતીના વધારાના પ્રમાણમા પણ ખેતીનો વિસ્તાર વધતો નથી ૧૦ વર્ષમા વસતીમા ૭ ટકા વધારો થયો છે, એના પ્રમાણમા ૩૦–૪૦ હજાર એકરનો ખેતીમા વધારો થવો ઘટે, કારણકે ખેડુતની સખ્યા પ્રજામા વધારે હોય, પરંતુ માત્ર ૧૦,૦૦૦ એકર નવી જમીન વસી છે. આટલેથીજ વાત અટકતી નથી. ભારે દુખની એક વાત હજુ કહેવાની છે. જુનાગઢ જેવા રાજ્યને એક પણ ખેડુત ખેતી છોડી મજુર થઇ જાય કે રાજ્યનો હદ છોડી જાય તે પાલવે નહિ–શોભે નહિ, છતા દાયકાથી ઓછા સમયમા ૭૦૩ ખેડુત કુટુંબો ખેતી તજી મજુરી કરતા થઈ ગયા છે! ૨૮૨ ખેડુત કુટુબો રાજ્ય છોડી ચાલ્યા ગયા છે! અહેવાલો રજુ કરનારાઓએ આવી અગત્યની બાબતના કારણો દર્શાવવાની પણ કાળજી લીધી નથી! વિસ્તારની વાત બાજુએ રાખી ખેતીના સુધારા સબધમા રાજ્યના પ્રયત્નો તરફ નજર કરીએ તો પણ કેવળ નિરાશાજ થાય. કિંમતી પાકો તરીકે જુનાગઢે તમાકુ અને ગાંજો ઉગાડવા કઇક કોશીષ કરી છે, તે ૭ મા પ્રકરણમા આપણે જોયુ છે. થોડાક હળો મને–કમને ખેડુતો પાસે લેવરાવ્યા છે લોકોમા એ હળની મદદથી લાભ થતો હોય એવો વિશ્વાસ ક્યાય

ખેડો જોયો નથી. કોઇ કોઇ ઠેકાણે તો આવા હળોના વેચનારાઓના સ્વાર્થ તરફ લાગતા વળગતામાંથી કોઈ કોઇએ ધ્યાન આપી ખરીદી કરાવ્યાની વાતો સંભળાય છે. ખેડુતોના પરંપરાથી મળતા અનુભવોને એકઠા કરી એ ઉપરથી તેમા સુધારો કરવાનો આ ખાતાના કોઇ જવાબદાર પુરૂષે કંઇ પ્રયત્ન કર્યો હોય એવું જણાતું નથી.

જમીન મહેસુલમાથી ગજ્ય ૨૫,૦૦,૦૦૦ રૂપીઆ મેળવે છે. માત્ર ખેડુતનોજ નહિ પણ એ સિવાયના બીજા વર્ગોનો નિર્વાહ પણ મોટે ભાગે ખેતી ઉપરજ આધાર રાખે છે. તેથી આ સ્થિતિમા સુધારો સત્વર થવો જોઇએ. થોડીક સાદી વાતો તરફ વહીવટ ધ્યાન આપી શકે તો તે થઇ શકે તેમ લાગે છે.

પડતર જમીનને ખેડાતી કરવા માટે ગ્વાલીઅર, નિઝામ અને ત્રાવણકોરમાં હમણાજ થયેલી યોજનાઓ જેવી યોજના જુનાગઢે કરવી જોઇએ છે.

ખાતે ચડાવેલી જમીનમાથી દરવર્ષે આશરે ૫૦,૦૦૦ એકર જમીન વાવેતર થયા વગરની રહે છે. એમ થવાના કારણો અને તેના નિવારણો અહેવાલમા સૌને સમજાય તેવી રીતે અપાવા જોઇએ.

ખેડુતને ખેતીકારમાથી પદભ્રષ્ટ થઈ મજુરીઆ વર્ગમા જવાનો વખત આવે ત્યારે તેના કારણોની બહુ પાકી અને રહેમભરી તપાસ થવી જોઇએ અને તેની મુશ્કેલીઓ બની શકે ત્યા સુધી ટાળવી જોઇએ. પ્રયત્નો કરવા છતા દુર્ભાગ્યે તેને પતનમાથી બચાવી નજ શકાય તો તેની વિગતો બીજાઓને ધડો મળી શકે તેવી રીતે પ્રસિદ્ધ થતી રહેવી જોઇએ

નવા ખેડુતો વસાવવા રાજ્ય તરફથી થતા પ્રયત્નોને ખૂબ જાહેરાત આપવી જોઇએ અને વાર્ષિક અહેવાલમા પ્રયત્નોમા પડતી મુશ્કેલીઓ અને તેના પરિણામો બતાવવા જોઇએ. વળી તે ઉપરથી

મળતી સુચનાઓનો પછીના વર્ષમા અમલ થતો રહે તેવી વ્યવસ્થા કરવી જોઈએ

ખેતી ખાતાના અધિકારીઓને ખેડુતો સાથે બહુ છુટથી ભેળાતા રહેવાની ફરજ પાડવી જોઈએ ખેડુતોના મિત્ર બની, સેવા ભાવે તેમના અનુભવોની વાતો સાભળી–સમજી પોતાના જ્ઞાન સાથે મેળવી તે ઉપરથી મળતા માર્ગો ગુજરાતી ભાષામા ખેડુતો વાચીને કે સાભળીને સમજી શકે તેવી રીતે છપાવી રાજ્યમા ઠેકઠેકાણે ફેલાવવા જોઇએ કોઇ કોઇવાર ખેતીના ખાસ અનુભવીઓને આમત્રણથી બોલાવી રાજ્યમા ફેરવી તેમની સૂચનાઓ મેળવી તેનો ઉપયોગ કરવા પ્રયત્ન થવા જોઇએ

બી, બળદ, ખાતર, મુલી, પાણીની સગવડો વધારવી જોઇએ

જમીન ઉપર ખેડુતને કાયમી ભાડુતને બદલે માલેકની સ્થિતિમા રાખી, ગજ્ય બહાર જઇ વસેલા અને ઠીક સ્થિતિમા આવેલા માણસોને રાજ્યમા પાછા આવી વસવાનુ આકર્ષણ થાય તેવી સ્થિતિ ઉભી કરવી જોઇએ,

આ બધુ કરવા માટે રાજ્યને કઇ મોટા ખર્ચમા ઉતરવુ પડે તેમ નથી, વહીવટની વ્યવસ્થામા ખાસ ફેરફાર કરવા પડે તેમ નથી. જરા ઝીણવટથી ધ્યાન આપી કાળજી રાખવાનીજ જરૂર છે. પ્રજા અને અધિકારીઓ પોતાનુ કર્તવ્ય બરાબર બજાવવા લલચાય તેવી યોજના કરવાની છે ભરણપોષણનો પ્રશ્ન પ્રતિદિન વધારે ને વધારે વિકટ થતો જાય છે, તેના કડવા ફળો ભોગવવાનો વખત આવી પહોચે તે પહેલા ચેતી જવાય તો બહુ સહેલાઇથી આબાદી વધારી શકાય તેમ છે ખેતી અને પશુપાલન તરફ ખાસ શોખ ધરાવનાર અને એમના હિતની અભિલાષાઓ વારે વારે ઉચ્ચારનાર હાલના

મુદાર્વિંદ નવાબ સરકારના રાજ્ય અંમલ દરમ્યાન આ બધી બાબને વિષે કઇ નહિ થાય તો પ્રજાનું મોટું કમભાગ્યજ લેખાશે

ખેડુતની જરૂરીઆતો અનેક છે, અને એમા જેટલી ખામી હોય તેટલુ ખેતીને નુકસાન હોયજ, પરંતુ આટ અને ખેતીના સાધનો વિના તો મુદ્દલ ચાલે નહિ આ બેઉ બાબતમા ખેડુત ખૂબ દુખી હાલતમા છે અહેવાલો લખનારાઓને ખેડુતની સ્થિતિની વિગતો આપવાનુ સૂઝતુ નથી, એટલે અહેવાલો પરથી તેની સ્થિતિ વિષે કઇ સમજણુ આપણને મળતી નથી ગામડાઓમા ફરવાથી, ખેડુતો સાથે જોડાવાથી એમ લાગી આવે કે રાજ્યના ખેડુતપર સારી પેઠે કરજ છે. એ કરજમાથી મુક્તિ મળે નહિ ત્યા સુધી ખેડુતની આટ સુધરે નહિ તેની મહેનતનો પૂરો બદલો તેને મળે નહિ ખેડુતને કરજમુક્ત કરી "શેઠ"ની ગુલા- મીમાથી છોડાવવાનો છે. આ ગુલામીની ભયંકરતાનો ખ્યાલ વાચ- વાથી તો નહિજ આવે. ખેડુત ટાઢ, તાપ, પાણી સહી રાત દિવસ મહેનત કરે પોષણના પદાર્થો ઉત્પન્ન કરે. બધુ લાવી શેઠને હાટે ઢગલો કરે. શેઠની સગવડ અને સમજણ પ્રમાણે ભાવ અને વજનથી માલ વેચાય. આવક ખેડુતને ખાતે જમા નોધાય. પછી એરડીના દાણા માંડી હિસાબ થાય લેણામા એકમની એકડી દશક અથવા શતકની ઢગલીમા સરી જાય હિસાબ પૂરો થાય ખેડુત લુગડા ખંખેરી પીલે મોઢે ઘેર જવા ઉભો થાય. શેઠ ઉદાર થાય. બાકી બહુ નીકળતા છતા ધીરધાર ચાલુ રાખે ખેડુત ફરી કામે વળગે વર્ષે વર્ષે આની આ વિધિ. તેમા જો કમનસીબે અપવચ કોઈનો બળદ મુઓ, બાછડી ગઈ, કાગ્જ આવ્યુ, મહવાડ આવ્યો કે દંડ મુંડ થયો તો તો પછી તેના બેહાલ તેની વર્ષોની મહેનત જમી જાઇ શેઠે મેડી ચણાવી હોય, તેમા હીંડાળો નખાવી શેઠાણીને સાથે

લઇ ઝુલતા હોય, લગભગ મફતનો ચારો મેળવી ઘી દૂધ ઝાપટતા હોય, આખા ગામ પાસેથી લગભગ મફત નોકરી મેળવતા હોય, ઘોડીએ ચડી ઉઘરાણીએ નીકળતા હોય, અમલદારોને ગામને ખરચે ખુશ રાખતા હોય, હવેલીમા મનોરથ કરતા હોય, દેરાસરમા આગી ભગતા હોય, કે બ્રાહ્મણ બાવા સાધુને લાડવા ખવડાવી પુણ્યનો સંચય કરતા હોય, ઘેર વરો આવતા નાતમા શેરે શેર ઘીનું ચૂરમુ જમાડી જશ લેતા હોય, છતા ખેડુતની દુર્દશા આવતા તેને પડખે ઉભા રહેવાને બદલે, તેને પાયમાલી અને ગુલામી સ્વીકારાવ્યા વિના રહે નહિ. જ્યા સુધી ખેડુતના ઉત્પન્નનો પૂરો બદલો તેને મળે નહિ, નિત્યની આવશ્યકતાઓ સવાયા દોઢા આપીને લેવામાથી તે છુટે નહિ, આગંતુક આફતો અને અવસરો ઉકેલવાની તેને સગવડો મળે નહિ, ત્યા સુધી ખેતીની આબાદીની આશા આકાશ કુસુમ જેવી જાણવી. ભટ્ટજીના ઉપદેશો, સેવાના ફૂલફટાક ઉપલકીઆ દેખાવો, બાપુજીએ ફરી બતાવેલો સાચો સહાયક રેંટીઓ, રાજય તરફથી મળતી મારી, મોકુરી, તગાવી કે તસલ્લી પણ "શેઠની" ની સાકળમાથી ખેડુતને છોડાવવા અસમર્થ છે. આવે છે. ગ્રામ્ય આર્થિક અવસ્થામા "શેઠ" ની સસ્થા અત્યારે પોતાનું સ્થાન દઢ રાખી રહી છે, તેની ઉપયોગીતા પણ મોટી છે, પરંતુ તેને નોકરીના બદલામા જે આપવાનું રહે છે તેનું પરિણામ ખેડુતની પરાધીનતા છે. એ પરાધીનતા દૂર થાય, સેવાના પ્રમાણમા સૌને બદલો મળતો રહે એવા ફેરફારની જરૂર છે. એ ફેરફાર કેમ થઇ શકે? એ અતિશય વિકટ સવાલ છે. છતા ખેડુતને બળવાન બનાવવા હોય તો એનું નિરાકરણ કરવુજ જોશે. રાજ્યની મદદ મળે અને આ વિષેની વિગતવાર તપાસ થાય તો માર્ગો સહેલાઇથી મળી આવે. એ જ્યારે બને ત્યારે ખરૂ, તરત તો દુનિયામા સર્વત્ર

સ્વીકારાતો અહકારવાદ, રાજ્ય અંત કરણથી ઉપાડી લે તો પણ ઘણું છે.

જુનાગઢે બ્રિટિશરાની વહીવટ દરમ્યાન સહકારી મંડળીઓ સ્થાપવા પ્રયત્ન કર્યો. રેન્ડોલ સાહેબે એ પ્રવૃત્તિમા ઠીક રસ લીધો અને ભલા પ્રોફેસર ભટ્ટની તથા ખતીવા વહીવટદાર રા. કેશવલાલ જોશીની મહેનતથી કેટલીક મંડળીઓ સ્થપાઇ. ૧૯૧૯–૨૦ મા રાજ્યમા ૧૨ મંડળી, ૧૩૩ સભાસદો, રૂા. ૯૨૮૧ મુડી અને રૂા ૭૭૧૭ ની ધીરધાર થઇ હતી. ૧૯૨૦–૨૧ મા મંડળી ૬, સભાસદ ૧૪૭, મુડી ૯૨૭૫, ધીરધાર ૬૪૬૭ આ વર્ષમા રેવન્યુ ખાતાની આ પ્રવૃત્તિ તરફની ફરજ તરફ ધ્યાન ખેંચવામા આવ્યું, છતા તેનુ પરિણામ કંઇ આવ્યું નહિ. પછીના બે વર્ષોના અહેવાલોમા આ સુચનાનો અમલ થયો કે નહિ તેનો ઉલ્લેખ પણ નથી મળતો મંડળીઓ વધી નહિ. સભાસદો ૧૪૭ માથી ૧૬૯ થયા, પણ ધીરધાર ૨૫૧૧ અને ૨૯૯૭ ની થઇ એટલે ૧૯૨૦–૨૧ કરતા અરધી રકમનું કામકાજ થયું. સભાસદોની સખ્યાનો વધારો કેવી રીતે થયો છે ? તે વિષે આપણને કંઇ ખબર મળતી નથી. અનુમાન છે કે બહાઉદ્દીન કૉલેજના વિદ્યાર્થીઓએ કાઢેલા સહકારી સ્ટોર્સમા આ સંખ્યા વધી હશે, ખેડુતોની મંડળીઓમા નહિ. સભાસદની વર્ગવારી આપવાનું ધોરણ રહે તો ખેડુતોને માટે આ મંડળી મારફતના પ્રશ્ન વિષે વિચાર થઇ શકે.

બ્રિટિશ હિન્દમા ૧૦૦૦૦૦ માણસે ૨૧ મડળી છે. માઇસોર, વડોદરા, હૈદરાબાદ, ભોપાળના રાજ્યોમા એટલી સંખ્યા માટે ૨૦ મંડળીઓ છે. આ આકડાઓ જુનાગઢના રેવન્યુ ખાતાને પ્રયત્ન શીલ થવા ઉત્તેજી શકતા નથી ?

ખેડુતની મહેનતનો બદલો તેને પુરેપૂરો મળે એવી પણ કોઈ યોજના થવી જોઇએ છે. સહકારી મંડળીઓદ્વારા આ કામ સહે-

લાઇથી થઇ શકશે, પરંતુ મંડળીઓ સ્થપાય, પગભર થાય અને તેનો અનુભવ અને આવડત વધે ત્યાં સુધી તો કોઇ યોજના વિચારવી જોઇએ. ખેડુતોને માલના ખરા ભાવતાલની ખબરો મળતી રહે તેવી એક પ્રથા જુનાગઢમાં છે. દર મહિને દસ્તુરલ અમલમાં વેરાવળ બંદરમાં ચાલતા ભાવો છપાય છે. પણ આટલાથી આ વાત પતાવી દેવી જોઇએ નહિ, આજના જમાનામાં મોટા શહેરોની બજારોની અસર ગામડામાં સહેલાઇથી થઇ શકે તેમ છે. રાજ્ય તરફથી મુંબઇ જેવાં શહેરમાં એજન્ટ રહે છે. આવા એજન્ટો મારફત બજારની સ્થિતિ માલ ઉત્પન્ન કરનારાઓના ધ્યાનમાં રહે તેવી રીતે વખતો વખત આપી શકાય. ખેડુતોને નાણાંની મદદ થતી રહે અને તેનો માલ સારામાં સારા ભાવથી વેંચાય, તેને જોઇતો માલ કિફાયત ભાવથી મેળવી અપાય, તો બહુ મોટો ફેર પડે તેમ છે. અલબત્ત આવી વ્યવસ્થાઓ આંખ મીંચીને ઉઘાડતાં નથી થઇ જતી, પરંતુ જુનાગઢ જેવાં રાજ્યનું લક્ષ આ બાબત તરફ જાય તો તેવી વ્યવસ્થા અશકય અથવા અતિ મુશ્કેલ નથીજ.

ખેતી રાજ્યની મોટામા મોટી મિલકત છે. સંસ્થાનની સમસ્ત પ્રજાનું ભરણ પોષણ કરનાર ઉદ્યોગ છે. એની આબાદી માટે રાજ્યે અને પ્રજાએ સાથે મળી ખૂબ પ્રયત્નો કરવાના છે. પ્રયત્નો કેમ અને કેવા કરવા જોઇએ તેની થોડીક ચર્ચા ઉપર કરી છે. બીજા ઘણા વિચારો થાય એમ છે, વાંચક અધિકારી હો કે પ્રજાજન હો, ખેડુત હો કે ઇતર ધંધાર્થી હો, તેને મારી આગ્રહપૂર્વક અરજ છે કે આ સંબંધમાં પોતાની માહિતીઓ અને વિચારો પ્રકટ કરે.

ઉદ્યોગો અને વાણીજ્યની વૃદ્ધિ કરી પ્રજાની આબાદી વધારવાની કોઇ યોજનાઓ થયાનું અહેવાલો ઉપરથી જણાતું નથી, પરંતુ પરમ્પરણ રીતે રાજ્ય આ કામોને મદદગાર થાય છે એવી વાતો

સંભળાય છે. પર્યુરણુ રીતે રાજ્ય જ્યારે મદદ કરવા તૈયાર રહે : ત્યારે તેને વ્યવસ્થિત બનાવવામા શોભા અને સફલતા વધવાનો સંભવ છે. નિશ્ચિત યોજનાઓથી કામ લેતા મદદ લેવા દેવામા સરળતા વધે છે. નિયમો ક્રવાથી લાભ દેખાય તો અનિયમિત સહાય કરવાની પ્રથા છોડવામા વાધો નથી. રાજ્ય એમ કરશે એવી આશા ગખી, વર્તમાન સ્થિતિનું મળી શકે તેવું સાચું સ્વરૂપ જોવાની મહેનત કરીએ.

ઉદ્યોગ અને વાણિજ્યમા આવડતની જરૂર છે. આવડત મેળવવાને પદ્ધતિસર શિક્ષણની જરૂર ગણાય. એ શિક્ષણ મેળવવાની જોગવાઇ સસ્થાઓ સ્થાપી રાજ્યમા થઇ શકે નહિ એ સમજાય તેવું છે, પરંતુ એવી હયાત સસ્થાઓનો લાભ વસતીના લાયક માણસોને અપાવવા જેટલી કાળજી અને ખર્ચ તો રાજ્ય કરી શકે તેમ છે.

આવડત પછી તરત મુડીની જરૂર ઉભી થાય છે. ઉપર બતાવ્યુ છે તેમ રાજ્ય તરફથી કોઇ કિસ્સામા એ મદદ મળે છે, એવી મદદ દરેક લાયક ઉમેદવારને મળી શકે તેવો પ્રમધ જમાનાની પ્રગતિની સાથે જુનાગઢમા પણ થાય એવી આશા રહે. પરતુ દુર્ભાગ્યે અવળું બન્યુ જણાય છે જુની ઢમના વહીવટમા ટંકશાળને નામે ઓળખાતા સરકારી પેઢી મારફત રાજ્યની સિલિક રાજ્યમા વેપારીઓ અને બીજા જરૂઆતવાળા માણસો પાસે રોકાતી. આ સગવડ ઘણી ઓછી થઇ ગઇ દેખાય છે. સ૦ ૧૯૬૮ ની સાલમા જુનાગઢ અને વેરાવળમા આ પેઢી પાસે ૩૪૬ ખાતાઓ હતા. એમા રાજ્યે રૂા. ૧૨,૬૦,૭૩૧ રૈયતને ધીર્યા હતા અને આશરે ૬ ટકા જેટલું ઉત્પન્ન મેળવ્યુ હતું પછીના દશ વર્ષમા સ્થિતિ ઘણી પલટાઇ ગઇ છે. સં. ૧૯૭૮ ની સાલમા ટંકશાળ પાસે માત્ર ૭૭ ખાતા હતા અને ધીરધાર રૂા. ૩,૭૩,૪૧૧ ની હતી. જ્યારે સરકારી કાગળોમા

રૂા. ૩૬,૬૭,૪૦૭ ની રકમ રોકાઇ હતી ઉપરાત રાજ્ય બહારની બેંકોમા બાધી મુદતની અને ચાલુ ખાતાના થાપણ તરીકે પણ સારી જેવી રકમો રોકાઇ રહે છે.

ઘરના ઘર, ઘરેણાં, રાચ ગીરો મૂકી ભારે દરથી, વ્યાજે નાણાં મેળવી વેપાર ધધા માટે બહાર જનારા નાના મોટા વેપારીઓ, મુડીની લગભગ મદદવિનાજ ધધો ચલાવતા કારીગરો, અને અનેક રીતનો ઘસારો ભોગવવા ઉપરાત મોટું વ્યાજ ભરી પોતાનું બધુ ઉત્પન્ન શેઠની દયા ઉપર છોડી ગુલામીમા સપડાઇ રહેતા ખેડુતોને મૂડીની મદદ આપ્યાથી ઉપજ કેમ નહિ થઇ શકતી હોય? રાજ્યની નાણા બાબતની જરૂરીઆતનો અદાજ વિચારીએ તો ઓછા વ્યાજે પરહદમા રોકાતી આ મુડીમાથી એક ઉત્તમ બેંક ચલાવી શકાય અને નાના મોટા બધાની જરૂરીઆતો સતોષી શકાય એમ લાગી આવે છે. આમ કરવાથી વેરાવળજેવા બંદરના ધણી રાજયને અને તેની રૈયતને કેટલો બધો ફાયદો થાય તે જલદીથી સમજાય તેવુ છે. આનો વિચાર રાજ્ય અને પ્રજા મળી કરતુ થાય તો?

સ્વદેશની સપત્તિ વધારવા સામ્રાજ્યનો બોજો ઉઠાવનાર અંગ્રેજી રાજતન્ત્રે દેશી કારીગીરીની ઉપેક્ષા કીધી હોય કે નાશ કીધો હોય કે ઉત્તેજનનું પોષણ ખેંચી લઇ તેને પોતાની મેળે મરવા દીધી હોય તે સમજી શકાય, પરંતુ દેશી રાજ્યોમા કારીગીરી હણાય કે હીણાય એ રાજવટને ભારે લાછન લગાડે

વોટસનસાહેબના જુનાગઢ ઉપરના પુસ્તકમા રાજ્યની કળા અને કારીગીરી, એ રાજ્યના દ્રવ્યો અને ખીલવણીની આશાઓ કયાક કયાક દર્શાવેલ છે. એ ગ્રથ લખાયાને આજે ૪૦ વર્ષ પુરા થયા છે. આપણી નજરે પણ કેટલાક ધંધાઓ ચાલતા તે હાલ કંઇ આકર્ષક સ્થિતિમા દેખાતા નથી; છતા રાજ્યનું લક્ષ આ ઉપેક્ષા

કે ધસારા તરફ કેમ દોરાતું નહિ હોય ? લક્ષ અપાતું હોય તો રાજ્યે ઉત્તેજન આપી વણકર, ખારવા, સુતાર, કુંભાર, મોચી, રંગરેજ, ચમાર, વગેરેમાથી ઉત્તેજન આપી કોઇ ધંધો ખીલવ્યાનો દાખલો અહેવાલોમાથી કેમ નહિ મળતો હોય ? માળવેલનું મોઘાપણું દેખી બિચારા ખેડુતોએ "રોઠ"ની મદદથી લોખંડી તારો ઘટમાળ માટે દાખલ કીધા અને માટીની ઘડની જ્યાએ રંગના પુરાણા ડબલાઓ મુંબઇથી ભેગા કર્યા. આવી સાદી સાદી વાતોનો વિચાર પણ આપણે કરી શક્યા નથી, તો બીજી વધારે મહત્વની વાતો ક્યાથી લક્ષમા આવી હોય ? જે હોય તેમા સુધારો કે વધારો કદાચ ન થાય તો પણ કારીગરવર્ગને પતિત દશામા લાવે તેવા કોઈ સંજોગો ઉભા થતા અટકાવવાનું ધ્યાન તો રાખી શકાય. આપણે તો એ પણ ભુલી ગયા છીએ. છેલ્વા ૫-૧૦ વર્ષમા દારૂ, અફીણ, ગાન્જો મેળવવાની ઘણીજ જોગવાઇ વધવા દીધી છે સં ૧૯૬૮ મા દારૂની ૩૧, અફીણની ૪૮ અને ગાન્જાની ૨૫ દુકાનો હતી, અને તેમાથી રાજ્યને રૂા. ૭૦,૪૨૧ ની પેદાશ થઈ હતી તેમા વધારો થઇ સં ૧૯૭૮ મા દારૂની ૪૮, અફીણની ૫૨, અને ગાન્જાની ૩૭ દુકાનો થઇ; અને તેમાથી ઉપજ રૂા ૧,૧૭,૭૮૬ ની થઇ. વસતીમા જ્યારે દશ વર્ષમા ૭ ટકાનો વધારો થયો ત્યારે આવી દુકાનોમા ૩૧ ટકાનો અને ઉપજમા ૬૭ ટકાનો વધારો થયો. શાળાઓ ઘટાડવાથી, દવાદારની સગવડ ઓછી આપવાથી અને દારૂ, અફીણ, ગાન્જો પીવાની આદતને પોષણ મેળવવાની સગવડો વધારવાથી કારીગરોને કેમ આબાદ કરી શકાય એ સમજાતું નથી.

આવી ઉદાસીનતામા મોટા પાયા ઉપર ઉદ્યોગોની સ્થાપનાની આશા વધારે પ્રતીજ લેખાય. દુનિયા જાણે છે કે વેરાવળ બંદરેથી હજારો ગાંસડી રૂ ની નિકાસ થાય છે, જ્યા સં. ૧૯૬૮ મા

હતી તે કરતાં જીન પ્રેસની સંખ્યા વધી નથી. ભાવનગરની પેઠે એકાદી કાપડની મીલ પણ ઉભી થઈ શકી નથી. પુષ્કળ રૂ લાવ લઇજાવનાં જળ-સ્થળ માર્ગોની સગવડ, રાજ્ય બહાર ચાલી જતી તનમનની મોટી મજુરી અને મૂડી માટે રાજ્યનું માતબરપણું હોવા છતાં આવા આવશ્યક ઉદ્યોગને સ્થાપી આબાદીની વૃદ્ધિ માટે જુનાગઢ અગ્રેસર નહિ થાય તો બીજાં કોને કહેવા જવાશે? રાજ્ય જરાકજ મદદ કરે, માર્ગ બતાવે, મુસ્કેલીમાં રાહત મળે એવી આસ્થા ઉભી કરે તો આવી આવી અનેક બાબતો રાજ્યમાં સહેલાઇથી ઉભી થાય એવો સંભવ છે. આજ આપણા દેશની સમૃદ્ધિ હરાઇ જાય છે, તેને અટકાવવાથીજ દેશ પ્રગતિમાન થઇ શકશે, એમ બધા જાણે છે-જુનાગઢનો વહીવટ પણ જાણે છે; પરંતુ માત્ર જાણવાથી બસ નથી થતું, પ્રયત્નશીલ થવાની જરૂર છે.

હજારો ડબા ઘી વેરાવળબંદરેથી બહાર જાય છે. સેંકડો ચોરસ માઇલનું જંગલ રાજ્યને કબજે છે. છતાં ઢોરોની ઓલાદ સુધારવાનું, પશુઓની સંખ્યા વધારવાનું શું શું થયું છે તે અહેવાલો પરથી નથી જોવાતું. ઢોરોને પોષવા માટે આટલી મોટી સગવડ તો કુદરતે કૃપા કરીને સારા સૌરાષ્ટ્રમાં જુનાગઢનેજ આપી છે. એ જુનાગઢ જો ધારે તો ઘી દુધની પેદાશ બહુજ વધારી શકે.

નિકાસી પદાર્થો જેવા કે ડુંગળી, લસણ, મગફળી વગેરેની પેદાશ મોટા પાયા ઉપર કરવાનું પ્રજાને જેમ ચડે તેવું પણ ઘણું થઇ શકે તેવું લાગે છે; છતાં એ બધાં માટે રાજ્ય તરફથી મળતી મદદની ખબર મેળવી શકાતી નથી.

રાજ્યની વિસ્તૃત સમૃદ્ધ ગીર વેરાવળ બંદરની પાસેજ હોવા છતાં ઇમારતી લાકડું મલબાર, વલસાડ અને દહાણુથી ત્યાં આવી પડે છે. ગીરમાં તેવી જાતનાં ઝાડો ઉગાડવાના સફળ પ્રયત્નો થાય

તો આબાદી વધે. અહેવાલોમા એ વિષેના ઉલ્લેખો છે, પણ તે પરથી ગીરની માલેકીને લીધે રાજ્યની કે પ્રજાની પેદાશ બહુ વધી હોય તેવું જણાતું નથી. આજના વિજ્ઞાનના જમાનામા એવી સ્થિતિ રાજ્યને શોભે નહિ. વહીવટીની મનોદશા પ્રજાની આબાદીતરફ ચોક્કસપણે વળે નહિ, ત્યાસુધી આ કુદરતની કૃપાનો લાભ જોઇએ તેટલો મળે નહિ, પરંતુ ગીર તરફ કેટલું ઓછુ લક્ષ અપાય છે? ૬૦૦ ચો મા. ની ગીરમા સડકો સુધારવા પાછળ સં. ૧૯૭૮મા મા। રા ૨૩૧ ખરચી શકાયા છે, અને લીલા તથા ઝાડીઆમા પાણી માટે કુવા ગળાવવા નથી મળી શક્યા મજુર ૧૯૨૧–૨૨ મા કે ૧૯૨૨–૨૩ મા અમલદારોના મુકામ માડવા અને ઉપાડવા માટે જ્યા સેંકડો મજુરો આંખના પલકારામા મળી શકે છે ત્યા પાણીની સાધારણ સગવડ કરવા એ બે વરસો સુધી મજુરો નથી મળી શકતા એ આશ્ચર્યજ ગણી શકાય! ગીર કરતા જુનાગઢ તળપદની માત્ર ૨૫૦૦ રા ની પેદાશ આપતી બાગોની કિંમત વધારે ગણાય નહિ જો એ બાગોની પાછળ વર્ષે ૩૫–૪૦ હજાર રા ખરચવાની જોગવાઇ થઇ શકે છે, તો ગીરની બાબતમા પ્રજા કેટકેટલી આશા રાખે.

નાની મોટી એવી બીજી ઘણીય વાતો છે કે જેમાથી, જો રાજ્યની જાગૃતિ જોઇએ તેટલી થાય તો, લાખો નહિ પણ કરોડોની આવક રાજ્ય અને પ્રજાની મળી થઈ શકે.

વેરાવળબંદરની ખીલવણી માટે રાજ્યે ધ્યાન આપવા માડયુ છે, પરતુ તેમા મુખ્ય વાત ભૂલાઇ જતી લાગે છે સં ૧૯૬૮ મા બદરની આયાત નિકાસ રા ૮૭,૨૯,૦૦૦ ની હતી તે વધીને સં ૧૯૭૮ મા રા ૩,૦૬,૮૦,૦૦૦ ની થઇ છે, છતા વહાણોની સખ્યા ૧૭૩ માથી ૧૬૦ ની થઇ ગઈ છે, આ આકડાઓ અફસોસ કરાવે તેવા છે. પરદેશી સ્ટીમર કપનીઓને હાથે દેશનો આ મોટો

ઉદ્યોગ હણાઈ જાય છે. એ કંપનીઓ સાથે જેમ તેમ કરી દેશી વહાણ વટીઓ ટકવા પ્રયત્ન કરે છે. એવા સમયમાં આવકજાવકના આંકડાઓમાં ત્રણ ગણો વધારો થવા છતાં વહાણોની સંખ્યામાં ઘટાડો થાય છે તે જોઇ કોઇને પણ ગ્લાનિ થયા વિના નહિ રહે; છતાં આ ઘટાડામાટે કંઇ તપાસ થઇ હોય તેનો ખુલાસો અહેવાલો પરથી નથી મળી શકતો. આમાં તે ઘટાડાનાં કારણો અને તેનાં નિવારણોનાં શોધનનું તો ક્યાંથીજ સુઝે ? લાખોની પેદાશ આપતાં બંદરને ખીલવવામાં જેની પેઢીઓની પેઢી ખપી ગઇ છે, તેવા ખારવાના છોકરાઓને મદદ કરી નવી રૂઢિપ્રમાણે વહાણવટું શીખવવાનું તો બાજુએ રહ્યું, પણ વહાણોને નવી ઢબે વધારે ચોક્કસ અને ઉપયોગી બનાવવાનું પણ આપણને સૂઝતું નથી. દેશની આબાદીમા આ ધંધાનું અતિ મહત્વ છે અને એ નજરે આ સ્થિતિ જોઇએ ત્યારે ઘણા મુદ્દાના પ્રશ્નો મનમા ઉઠે છે; પરંતુ એ બધા માટે આ સ્થાન નથી. અત્યારે તો એટલુંજ જાણી લઇએ કે આ ધંધા તરફની અવગણના અને ઉદાસીનતા નહિ ઉડે તો વહેલે મોડે ભારે નુકસાન થશે.

હવે એક સાદી પણ અતિ મહત્વની વાત જોઇ લઇએ. દેશની મજુરી વેડફાઇ જાય અને વિદેશીઓની મજુરી જુદાં જુદાં રૂપે ખરીદાય તેમાં દારિદ્ર્યનું મૂળ રહેલું છે. રાજ્યમાં વ્યર્થ જતી મજુરીને ઉપયોગમાં લેવાની જોગવાઇઓ કરવાની અને એમ કરવાની વૃત્તિને ઉત્તેજનની બહુજ જરૂર છે.

વસતીનો બહુ મોટો ભાગ ખેડુતનો છે. જ્યા જ્યા જમીન ઉપર બારે માસ મજુરીની જરૂર રહે છે, ત્યાં ત્યાં આ મહેનતુ કોમ ખૂબ કામ કરી રહેલ છે; પણ આવી સ્થિતિ અતિ મર્યાદિત છે. પીતની જમીન ઉપર કાયમ કામ રહે છે. આવી નોંધ માત્ર ૫૧૫૨૪ એકર છે. બારેત જમીનમાં મુખ્યત્વે એકજ પાક થાય છે; એટલે

કામગીરી પણ અમુક મુદતની મળી શકે છે. આવી ભૂમિ ૬,૧૭,૦૪૮ એકર છે. આ ઉપરથી જણાશે કે ખેડુતને આખું વરસ મહેનત આપી શકે એવી માત્ર ૭ ટકા જમીન છે, ત્યારે મર્યાદિત મુદત કામ આપે એવી ૯૩ ટકા છે. કેટલાક કિસ્સામા ખેડુતને પીત–બારેત બેઉ પ્રકારની જમીન હોય છે. એ લક્ષમા ગણીએ તોપણ રૈયતના આ મોટા વર્ગમાથી બહુ મોટા ભાગને આખુ વર્ષ મજુરી કરવાની સગવડ નથી એમ સ્પષ્ટ સમજાય તેમ છે આથી ઉત્પાદક રીતે રાજી ખુશીથી કામે લાગે એવી મજુરી માત્ર જોગ વાઇને અભાવે વ્યર્થ જાય છે. એક પડાળીઆ ( એકજ પાક ઉગાડતા ) ગામોના ખેડુતોને બેસ બેઠા ગપાટા મારતા, કલહમા કાળક્ષેપ કરતા, વ્યર્થતામા જીંદગી વીતાવતા જેણે જોયા હશે તેમને મજુરીની આખી બરબાદીની તીવ્રતા પલવારમા સમજાઇ જશે

શ્રમ કરી શકે એવા શરીરોવાળા, કામમા રોકાતા આચકો ન ખાય તેવા મનવાળા, રાજ્યની ઇચ્છા, ઉદારતા અને ઉત્તેજન હોય તેવી બાબતોને વધાવી લઇ ઉપયોગી ઉદ્યોગોમા મચી રહેવામા આનંદ માનનારા ખેડુતો અજ્ઞાન અને અસહાયતા ને કમતાકાત બની જઇ જીંદગીનો વ્યર્થ ક્ષય કરતા જોઇ કોઇ પણ સહૃદયને શોક થયા વિના રહે નહિ. ખરૂં છે કે રાજ્યે તેમને ધધો કરવાની અટકાયત કરી નથી, ખરૂં છે કે રાજ્ય સીધી રીતે કોઇ ધધાનો નાશ કરતુ નથી, અને એ પણ ખરૂં છે કે ચોરે બેસી ટાયલા કરવાની કે કલહમા મચ્યા રહેવાની, કોઇ ખાસ ધટરો ધડી, તેમના ઉપર રાજ્ય ફરજ નાંખતુ નથી, ત્યારે રાજ્યનો શુ દોષ ? સામાન્ય બેદરકારી

આપણા દેશમા આ મજુરીનો ઉપયોગ ખાદી બનાવવાના કામમા થતો, ઘર ખોરડાની દુરસ્તી કરવામા થતો, ખેતીના નાના નાનાં સાધનો તૈયાર કરી લેવામા થતો, પરતુ પરદેશીને ઘુસાડવાની

અકળ પેરવીઓએ ઉપજાવેલા મોહની જાળમાં આ બધા ધંધાઓ એવા જકડાઇ ગયા છે કે તેમાંથી મહાત્મા ગાંધીજી જેવા મહાપુરૂષ પણ તેનાં બંધનો છોડવી શકતા નથી. ખાદીની પ્રવૃત્તિને, ભીરતાના ભાર નીચે કચડાતા ઉચ્ચપદસ્થ લોકો, સંકુચિત મર્યાદામાંથી બહાર નીકળતી અથવા ઘાતક જકડામણમાંથી બચવાની મહેનત કરતી જોઇ ભડકી ઉઠે છે; પણ અજ્ઞાન પ્રજાજનો પણ એની આંકણી કંઈ કરી શકતા નથી. મીલનાં કપડાંઓ ને મીલનાં સુતરમાંથી બનાવેલું પાણકોરૂં, ખેડુતો, ભરવાડો, કારીગરો અને વસવાયાંઓએ પણ આજ વસાવી દીધું છે ? હાથલોઢનો ચરખો અને રેંટીઓ તો હવે ગામડામાંથી અને નેસડામાંથી પણ ઉઠી ગયો છે ! "લાખે બાપ ને ત્રાકે મા"ની કાઠીયાવાડી કહેવત તો હવે જાણે માતૃભાષા જેવીજ થઈ પડી છે. ધીંગા ઉનના ધાબળાઓ અને ધાબળીઓને, રૂના કચરામાંથી બનાવેલ જર્મન અને જાપાની રંગીન ધુંસાઓએ કોઇ નખરાંબાજ સ્ત્રી જેમ ઘરધણીને ત્રાહે ત્રાહે કરાવે તેમ, પોતાના વતનમાંથી હાંકી કાઢેલ છે ! ત્રણ ચાર દાયકાઓ પહેલાં ઘર આંગણે બનતી અને વપરાતી અનેક ચીજો અદૃશ્ય થઇ છે ! પણ રાજ્યને કે પ્રજાને તેનાં પરિણામો વિચારવાની નથી ટેવ કે ફુરસદ !

જીનો અને પ્રેસો થયાં. રેલવે અને બંદરોની સગવડ વધી. રાજ્યમાં ઉત્પન્ન થતું રૂ બજાર ચાલ્યું. તૈયાર કપડું વધુને વધુ પ્રમાણમાં આયાત થવા માંડ્યું. વેપાર વાંધાભર્યોજ હોય એમ કોઇ કહી શકે નહિ, પણ સંસ્થાનમાં વપરાતા કાપડ જેટલું કાચું રૂ દેશ-માંજ ખપમાં લેવાય નહિ તો પ્રજાને મજુરી દેવાના રૂપમાં અને પૈસા આપી સંસ્થાન બહારની મજુરી ખરીદવામાં ઘણું નુકસાન જાય. આ નુકસાન અટકાવવાની કાળજી બરાબર લીધા પછી કાચા માલનો નિકાસ થાય તેજ બરોબર કહેવાય. આ નુકસાન અટકાવવાનો કોઇ

પ્રબંધ થયો હોય તે જાણવામાં નથી. રાજ્યમાં નથી મંડાણી એકે મીલ કે નથી ગાજતો થયો ચરખો.

પોતાની પાસે રાખી, ઘરમાં ચરખાથી લોઢી, ઘરની ડોશીઓ, વહુઓ, દિકરીઓને હાથે કંતાવી, ગામના વણકર પાસે વણાવી, પડોશના કસબાના રંગરેજ પાસે રંગાવી, કાપડ વાપરતા થાય તો ખેડુતો ને દ્રવ્યનો કેવો બચાવ થાય અને દેહીની અતૃપ્ત રહેતી કેટલી જરૂરીઆતો સંતોષાય તે સમજાવવા પ્રયત્નો થવા જોઇએ. આવા સાદા પણ અતિ ટકાઉ કાપડ વધે, તેના તરફ લોકોની મમતા ટકે અને વધે એવી રીતે તેમની સાથે અધિકારીઓ અને બીન ખેડુતવર્ગના લોકોનું વર્તન રખાવી શકાય. રાજ્યમા ગાદી, તકીયા, દફતરબંધન, જાજમ, ઝુંગણ, સિપાઇઓના પોશાકો અને કેદીઓના કપડા જેવી ચીજો માટે રાજ્યમાં ઉત્પન્ન થતી ખાદી વાપરવાનો આગ્રહ રાખી એ ધંધાને પોષણ આપી શકાય. મહાત્માજીના તપને પ્રભાવે ઉભી થયેલી ખાદીની ભાવના રાજકીય અંશને બાદ રાખી, પ્રજામા પહોચાડવાનું-પચાવવાનું કામ રાજ્યે ઉપાડી લેવું જોઇએ.

આ વિષયની ઉપયોગીતા ઘણી હોવાથી લંબાણની બીતિ બાજુએ રાખી, થોડીક ગણતરી વાચકસમક્ષ રજુ કરૂં છું. ઘણે ઠેકાણે ખાદીનો ઉદ્યોગ ઘરગથુ બનાવી દેવાથી ખેતી સિવાયની આ સહેલી મજુરીમાથી, ખેડુત જમીન મહેસુલ તરીકે રાજ્યને જે રકમ આપે છે તે આખીને આખી ઉપજાવી શકે છે. પોતાના કપાસમાંથી ખપ પુરતો જથ્થો રાખીને, વાડી કે વાડામા જરૂર જેટલો કપાસ પકાવીને, લગભગ મફત રૂ ખેડુત મેળવી શકે. ફુરસદના વખતમાં તેને લોઢે, પીંજે, પુણીઓ કરે અને ઘરનાં માણસો કાતે તો વણનર થવા સુધી મજુરીનો બધો બચાવ થાય. વણામણી, રંગામણી અને છપામણીનું ખર્ચ માત્ર કરવાનું રહે. કપડાંની ખપત આપણા દેશની

માથા દીઠ વાર્ષિક ૧૪-૧૫ વારની ગણાય છે. ખેડુતના કુટુંબને સાધારણ રીતે જોઇતુ કાપડ ૧૦૦ વાર ગણાય. આ કાપડ બજારમાથી ખરીદે તો તેની કિંમત આશરે રૂા. ૪૦-૫૦ થાય, પણ જો ઉપર બતાવેલ રીતે કાપડ મેળવાય તો તેમાથી રૂા ૩૫-૪૦ બચી શકે.

આ બચતનો ઉપયોગ ગાય પાળવામા, ઘરના રાચ રચીલા વસાવવા કે દુરસ્ત રાખવામા, અને બચ્ચાઓને શિક્ષણ અપાવવામા થાય તો ખેડુતના સુખસંપત્તિ જરૂર વધે. પોતાની મજુરી ખરીદ કરવામા થતી નુકસાની સમજાવવામાટે રાજ્ય જેટલી મહેનત કરે તેટલી ઓછીજ ગણાય, એવી પતિત દશામા આપણે આવી પડયા છિયે.

મોટા જથ્થામા ઢોરો ઉછેરવાનું જ્ઞાન અને સગવડ આપવાથી પણ આ રીતે વેડફાતી મજુરીને ઉપયોગમા લઈ શકાય તેમ છે, અને તેથી પણ આબાદીમા બહુ વધારો કરી શકાય તેમ છે. રાજ્યમા ૭૨૦૦૦ ગાય, ૯૯૦૦૦ બળદો અને ૫૦૦૦૦ ભેસો છે. વસતી લગભગ એક લાખ કુટુંબોની છે. ઢોરની સખ્યામાથી વાછડી, વાછડા, અને પાડીઓને બાદ કરીએ તો દૂધ ઘીની તો ઠીક, પણ છાશની પણ કેટલી તાણ રહેતી હશે તે સહેજ દેખાઇ આવે તેમ છે. માલ-ધારીઓ મોટી સંખ્યામા ઢોર એકજ સ્થળે ગીર જેવા ભાગોમા રાખે છે તેનો વિચાર કરીએ તો છાશની તાણ વધારે ભયંકર સ્વ-રૂપમા દેખાય. ઘીની નામના અને નિકાસનો જથ્થો નજરમા રાખીએ તોપણ ઢોર ઉછેરવાનો ધધો ખીલવવાથી પ્રજાની આબાદી વધવાનો સભવ સમજી શકાય તેમ છે. ઘાસનો વેપાર કરી રાજ્ય કરી શકે તેના કરતા ઘણી વધારે કમાણી પરોક્ષ રીતે ઢોર ઉછેરના ધધાને ખીલવવાથી કરી શકે એમ લાગે છે.

વહીવટ સાથે નિકટ સબંધ ધરાવનારાઓ તથા પ્રજાની સ્થિતિ

વધારે સારી રીતે સમજનારાઓને તો બીજી ઘણી નાની મોટી વાતો સુઝી આવે છે. એ બધાને આપણે પ્રાર્થના કરીએ કે પ્રજાને તે જગાવે અને વહીવટને અરજ કરીએ કે આવી સાદી વાતો તરફ તરતજ ધ્યાન આપે.

---

# પ્રકરણ ૧૨ મું: જુનાગઢનું સ્વરાજ્ય.



જવાબદાર ગજ્યતંત્રને માટે દુનિયામા અનેક પ્રયોગો થઇ રહ્યા છે. ભારતવર્ષમા પણ પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવાની શરૂઆત થઈ ચૂકી છે. આ શરૂઆતના વિધાયક સદ્દગત માનનીય મી. મોન્ટેગુ સાહેબે લોર્ડ ચેમ્સફર્ડને સાથી રાખી પાર્લામેન્ટ પાસે રજુ કરેલા અહેવાલમા ભારતીય દેશી રાજ્યો જવાબદારીનો સિદ્ધાત સ્વીકારે તેવી સુચના કરેલી. જુદે જુદે સ્થળે કોઇ કોઇ સ્વરૂપે એ સુચનાનો અમલ થવા માડ્યો હોય તેમ દેખાય છે.

સૌરાષ્ટ્રમા જુનાગઢનુ એક પ્રકારનું સાર્વભૌમત્વ હોવાથી સમ્રાટસત્તાની આ સુચનાને સારામા સારી રીતે વધાવી લેવામા આવે એમ સહુ કોઈ ઇચ્છે. મૌલિક નવા ફેરફારો બ્રિટિશ વાલી વહીવટ કરવાનું વાજબી ન વિચારે, એટલે ખુદાવિંદ નવાબ સરકાર તખ્તનશીન થયા પછીજ એ સુચનાનો અમલ થાય તેમ હતું

ખુદાવિંદ નવાબ સરકાર શ્રી મહોબ્બતખાનજી સિંહાસનારૂઢ થયા પછી તરતજ તેમણે ફરમાન નં. ૧૩ બહાર પડયુ. આ લેખમાળામા એ ફરમાનને ઘણી વાર યાદ કરવામા આવ્યું છે. જુનાગઢની જનતાને મળેલો એ મોટો હક્ક છે. એના પરિણામે જુનાગઢ જલદી રાજતંત્ર ગોઠવી શકે તેમ છે, જુનાગઢની ભાવિ પ્રજાકીય પ્રવૃત્તિઓના પાયારૂપે એ ફરમાન છે, અધિકારીઓ અને પ્રજાજનોને માર્ગદર્શન કરાવે છે, એથી એ ફરમાન અક્ષરશઃ ઉતારી જનતા સામે રજુ રાખું છુ. જુનાગઢ પાસે અરજરૂપે કેટલીક સૂચનાઓને યથાર્થ સમજવામા આ ફરમાનની યાદ જરૂરની છે, માટે આ ફરમાનને બરાબર વાચવા અને લક્ષમા રાખવા સહુ વાચકને અરજ કરૂં છું

## 'મ્હારા મનની પ્રથમ વાત: ખેડુતોનું કલ્યાણ અને આબાદી'

**ના. નવાબ સાહેબ**

દસ્તુરલ અમલ સરકાર જુનાગઢ પુ ૫૩ મુ, અંક ૧૨ મો, સંવત ૧૯૭૬ ના અધિક શ્રાવણ શુદિ ૧૦ રવિવાર, તારીખ ૨૫મી જુલાઇ સને ૧૯૨૦, અધિક શ્રાવણ માસના વધારાના પૃષ્ટ ૫૦૫ અને ૫૦૬ માથી નીચે મુજબ ઉતાર્યું છે

ફરમાન નબર-૧૩

મારી રૈયતનો મોટો ભાગ જે ખેતીવાડીના ધધામા રોકાએલો છે, તેનું કલ્યાણ અને આબાદી એ મારા મનમા પ્રથમ વાત છે ખેડુતો એ જુનાગઢની તમામ દોલતનું મૂળ છે, રાજ્યમા તેમજ તેના રાજકીય ખાતાઓની કોઇપણ ભવિષ્યની ખીલવણીમા તેને પ્રથમની અગત્યતા આપવા એકના આપસ્વાર્થના કારણો પણ મને ફરજ પાડી શકે પરતુ તેઓ મોટે ભાગે બુમ પાડવાની ટેવવાળા ન હોવાથી કેટલીક વખતે તેઓની પુરી ગણત્રી પણ થતી નથી, અને કેટલીક વખતે અને કેટલીક જગોએ સહનશીલતાની તેમની ઘણીજ પુરાણી ખાસીયતને લઇ તેઓ જોરજુલમ અને અપ્રમાણીકતાના સહેલાઇથી ભોગ થઇ પડે છે, તેટલા માટે મને લાગે છે કે તેઓ મારા ખાસ રક્ષણ નીચે રહે અને તેઓની માગણી અને ઇચ્છાને યોગ્ય અગત્યતા આપવામા આવે છે, એવુ તેઓ જાણે એવા સાધન કરવાની જરૂર છે

આ હેતુથી આથી હુ ફરમાવુ છુ કે રાજ્યના તમામ ખાનસા ગામોમાથી આવતા આગણ માસની તા ૧ લીથી રેવન્યુ પટેલો કાઢી નાખવામા આવે છે તેને બદલે ગામે ભેળા થઇ કઇ પણ દબાણ વગર પસદ કરેન ગામ પટેલો નીમવાનુ ઠરાવવામા આવે છે ગામ પટેલોને રેવન્યુ ખાતાના નોકરો નહિ પરતુ એની સાથે

કામ કરનારા તરીકે ગણવામા આવશે અને મારા ખાસ હુકમ સિ-વાય તેઓને શિક્ષા કરવામા કે કાઢી મુકવામા આવશે નહિ

હાલની ગામ કમીટીઓ પણ સદરહુ તારીખથી બ ધ કરવામા આવે છે, અને તેને બદલે દરેક ખાલસા ગામે ગામપ ચ સ્થાપવામા આવશે આ પ ચ ગામપટેલ તથા એકઠા મળેલા ગામના લોકોની કાઇ પણ દબાણુ વગરની સ્વત ત્ર પસ દગીથી ચુ ટી કઢાયેલા, એક સાતીથી ઓછી નહિ તેટલી જમીનની ખરેખરી રીતે ખેડ કરનારા ચાર ખેડુતોનું બનશે ગામપચ ગ્રામ્યવસ્તીનુ ખરેખર પ્રતિનીધિ મ ડળ હોવુ જોઇએ એવી મારી ખાસ ઈચ્છા હોવાથી તેના મેમ્બ-રોની પસ દગીમા સીધી કે આડકતરી રીતે કોઇ પણ બહારની કે કોઇ સત્તાધિશની વગસગ નહિ વાપરવા માટે ઘણીજ કાળજી રાખવામા આવશે

આ પ્રમાણે બ ધાયેલા ગામપ ચનો જેટલો બનશે તેટલો લાભ લેવામા આવશે ગામહિતની તમામ બાબતમા સ્થાનિક તેમજ તપાસ માટે ફરનારા અમલદારો તેમની સાથે મસનત કરશે મિલ-કત સબ ધીની નાની તકરારોનો તેઓ નિકાલ કરશે ગ ભીર પ્રકા-રનો ગુન્હો જેમા નહિ થતો હોય તેવા અગત કજીઆઓમા તેમની વગ કામે લગાડવામા આવશે દારૂનો વેપાર કે જેનો દોર કમનસીબે વધતો જતો જણાય છે અને ગામના વધારે જવાબદાર રહીશોની મરજીવિરૂદ્ધ જેનાથી ગામને વધારે વખત ખરાબ થવા દેવુ નહિ જોઇએ તેના સબ ધમા ખાસ કરીને આબકારી અધિકારી તેઓની સાથે મસનત કરશે નિશાળો અને તેના ધોરણો સબ ધમા તેમના વિચારોપર કેળવણી ખાતુ ધ્યાન દેશે

ઘણી વિટ બણા ભોગવવા છતા દુ ખની દાદ મેળવી શકતા ન હોય તેવી બાબતોમા સીધી રીતે મને અપીલ કરવાનો હક ગામ-

પંચને છે, તેમજ ખેડુતોની એકંદરી અરજીઓ ગામપંચમારફત મને મોકલેલ હશે તે પર તુર્ત ધ્યાન આપવામા આવશે

મારા તમામ અધિકારીઓ અને અમલદારોને હુ ચાહું છુ કે ગામપંચને ખરેખર ઉપયોગી અને જવાબદારીવાળું બનાવવાની મારી આ રાજનીતિપ્રત્યે તેઓએ પુરા દિલથી ટેકો આપવો કે જેને પરીણામે ગ્રામ્યવસ્તીને સ્વરાજ્ય ભોગવવાની સ્થિતિ પ્રાપ્ત કરવાનુ બની શકે વરસમા એકવાર કે જરૂરીઆત અથવા સગવડ પ્રમાણે વધારે વાર દરેક મહાલના મુખ્ય શહેરમા મારી વતી દિવાન કે નાયબ દિવાન દરબાર ભરશે અને તેમા એ મહાલના દરેક ખાલસા ગામનુ પંચ અગર તેમનું ડેપ્યુટેશન આવશે આ દરબારમા ખાસ કરીને ખેડુતોની લગતી રાજ્યપદ્ધતિ વિસ્તારથી સમજાવવામા આવશે તથા ગામની જરૂરીઆતો અને ખીલવણીને લગતી અરજીઓ સાંભળવામા આવશે દરબાર ભરનાર અધિકારીનું મુકામ ઓછામા ઓછા ત્રણ દિવસ ત્યા રહેશે અને દરેક અરજદારને જાતે સાંભળવામાં આવશે તથા ગામપંચે રજુ કરેલી કોઇ પણ બાબત ઉપર ખાસ ધ્યાન આપવામા આવશે સ્થાનિક અમલદારની દરમીયાનગીરી સિવાય અરજદાર અને દિવાન કે નાયબ દિવાન વચ્ચે પુરતો અને સીધો સબંધ થવા દરેક રીતની કાળજી રાખવામા આવશે

દરબારમા હાજર થયેલાઓ પૈકી દરેક મહાલમાથી પાંચ જણાઓ જેમને મહાલના પ્રતિનીધિઓ કહેવામા આવશે, તેમની ચુંટણી કરવી એ આ મહાલના દરબારોનુ એક અગત્યનુ કામ થશે તેઓ સાથે રૂબરૂ વાતચીત થઈ શકે અને તેઓ પોતાની જરૂરીઆતો મારી સમક્ષ બનાવી શકે તેવા હેતુથી દર વર્ષે ફેબ્રુઆરી માસમા હું એક ખાસ દરબાર ભરીશ અને તેમા એ પ્રતિનીધિઓને મારા રાજ્યધાનીના શહેર જુનાગઢમા બોલાવીશ એક અઠવાડિયા

સુધી જુનાગઢમા તેઓને રાજ્યના મહેમાન તરીકે ગણવામા આવશે અને તે અરસામા જુદા જુદા ખાતાઓના ઉપરી અધિકારીઓ તેમને, ખાસ કરીને રેવન્યુ, ખેતીવાડી, રેલ્વે, રસ્તાઓ, કેળવણી તથા વૈદ્યસબધીની તથા બીજી બાબતોની રાજ્યનીતિ પુરી રીતે સમજાવશે. જુનાગઢમા રાજ્યના ખાતાઓ જોવાની તથા રાજ્યબવાગ્ણનું કામ કેવી રીતે ચાલે છે તે સમજવાની તક પણ મહાલ પ્રતિનીધિઓને આપવામા આવશે

અને હું આથી ફરમાવુ છુ કે ખેડુતોની સ્વતત્રતા કે ગ્રામ્ય જીવનની વ્યવસ્થાને સીધી કે આડકતરી રીતે અસર કરે તેવુ કોઇ પણ ફરમાન, ધારો, ઠરાવ કે કાયદો હવે પછી મહાલના પ્રતિનીધિઓને પુરી રીતે સમજાવી તેમની સાથે તે સબધે ચર્ચા કરી તેના તમામ મુદ્દાઓ સમજાવ્યા વિના પ્રસિદ્ધ કરવામા આવશે નહિ

અને હવે પછીથી કોઈ પણ ખેડુતની જમીન, તેના કારણો મારી પાસે રજુ થઇ મને તે વ્યાજબી લાગ્યા સિવાય, અને જો તે ખેડુતની ઇચ્છા હશે તો, તેની સામે મુકાએલા આરોપોનો જવાબ દેવા મારી પાસે જાતે હાજર થવાની તક તેને આપ્યા સિવાય, છોડાવી લેવામા આવશે નહિ એમ આ જાહેરનામાની સાથેજ મારા રાજ્યના દરેક ખાતસા ગામો પુરી રીતે સમજે એમ હુ ઇચ્છુ છુ

જુનાગઢ — મહોબતખાન

તા. ૨૫ મી જુલાઇ, ૧૯૨૦ — નવાબ, જુનાગઢ



૮

# પ્રકરણ ૧૩ મું: પ્રગતિને પંથે.



ખુદાવિંદ નવાબ સરકારે આજના જમાનાની જરૂર વિચારી પોતાની પ્રજાને આબાદીમાં રાખવા, અને તેને "સ્વરાજ્ય ભોગવતી સ્થિતિ પ્રાપ્ત કરવાની" શુભ ઇચ્છાથી આગળ આપેલુ ફરમાન નં૦ ૧૩ બહાર પાડયું; અને એમા બતાવેલી યોજના પ્રમાણે પોતે જાતે-તેમજ અધિકારીમંડળ પ્રજામતના સીધા સંબંધમાં આવી શકે એવી ગોઠવણ કરી. જુનાગઢના ઇતિહાસમા ખુદાવિંદ નવાબ સરકારશ્રી મહોબતખાનનું નામ આ ફરમાનથી સોનેરી અક્ષરે નિરંતર શોભતું રહેશે.

રાજ્યવહીવટમા રાજાની ગમે તેવી શુભ ઇચ્છા હોય તેને અધિકારીઓ અને પ્રજાનો પ્રેમભર્યો સહકાર મળે નહિ તો તેનું કંઇ પરિણામ આવી શકે નહિ.

ફરમાન નં૦ ૧૩ નો અમલ અધિકારીઓ અને પ્રજાએ આજ સુધી કેવો કર્યો છે તે જોવાની જરૂર છે. એનો અમલ કરવામાં અમુક સ્થિતિ અને સંજોગોની જરૂર રહે છે. જેના હિત માટે આ યોજના રચાઇ છે તે પ્રજાની સ્થિતિનો ખ્યાલ પહેલો કરીએ.

કોઇ પણ જનસમુહ એક પ્રજાને નામે ઓળખાય તે પહેલા જે પ્રદેશમા એ જનસમુહ રહેતો હોય, તેની સાથે તેનો કાયમી માલિકીના મમત્વભર્યો સંબંધ જોઇએ. જુનાગઢમાં આવો સંબંધ જોઈએ તેટલા સ્પષ્ટ સ્વરૂપમા નથી. ખેડુત પોતાની ભૂમિનો કાયદેસર માલિક નથી, પણ "સરકારમરજી સુધીનો" ભાડુત છે. જો કે એ સંબંધ સરકારશ્રીની મહેરબાનીથી અને ચાલતી આવેલી પ્રથા અનુસાર કાયમી જેવો બની રહ્યો છે, પણ હવે જ્યારે જુનાગઢને સ્વરાજ્ય ભોગવતું જોવાની ધારણા ખુલ્લી રીતે બહાર પડે છે, ત્યારે

—

ખેડુતોને જમીનનો માલિકી–હક્ક તરત આપવો ઘટે. ન્યાય અને નીતિની દૃષ્ટિએ પણ ખેડુતનો માલિકી–હક્ક વ્યાજબી દેખાય છે. રાજકર્તા તરીકે બાબીવંશ જુનાગઢની ગાદીએ ઇ. સ. ૧૭૩૫ ની સાલમાં સ્થપાયો. આજ એ વાતને લગભગ ૧૯૦ વર્ષ થયાં. ખેડુતની પેઢીઓ ગણીયે તો જમીનનો ભોગવટો કરતાં તેને બાબીવંશ કરતાં પણ વધારે વર્ષો થયાં છે. સંજોગોને આધારે રાજવંશો પલટાયા કર્યા, પણ પ્રજામાં એવા મોટા પલટા ન થયા હોય. જે વખતે બાબી વંશને પ્રભુએ રાજકર્તા તરીકે યારી આપી, તે વખતે કોણ રાજા જાય છે અને કોણ સ્થપાય છે, એની પરવા પ્રજાને પૂરેપૂરી ન રહેતી, મરાઠાઓનું જોર નરમ પડયા પછી અંગ્રેજી સરકારને હાથ બાજી આવી, અને તેની મદદથી હાલના વંશો રાજકર્તા તરીકે દઢ થયા. આમાં જુનાગઢની ગાદી ઉપર બાબીવંશને સ્થિરતા મળી. આવીજ સ્થિરતા ખેડુત ઉપર કાયદેસર મળી જાય તો રાજ્ય સાથે રાજા અને ખેડુતનો સંબંધ વધારે એકતા અને સ્થિરતા વાળો થવા પામે; અને આગલાં પ્રકરણોમાં કહેવાઇ ગયા છે તેવા કેટલાક ફાયદા પણ થાય.

બીનખેડુત પ્રજાના સ્થાવર મિલ્કત સાથેના સંબંધ પ્રમાણે બે ભાગ છે. (૧) અઘાટ હક્કવાળો અને (૨) ઉભડ હક્કવાળો. અઘાટ હક્કવાળા ભાગના પ્રદેશ સાથેનો સંબંધ કાયદેસર કાયમી ગણાય. ઉભડ હક્કવાળાનો સંબંધ જમીન સાથે કાયમી ભાડુત જેવો ગણાય. અઘાટ હક્ક ધરાવતો ભાગ પ્રમાણમાં ઘણો થોડો છે; જ્યારે ઉભડ હક્કવાળો ભાગ મોટો છે. એ વિષે પણ વિચાર કરવા જેવું લાગે છે. જો જુનાગઢ રાજ્યમાં આવેલા જનસમુહને એક પ્રજા હોવાનો ભાવ ધરાવતો કરવો હોય તો પ્રત્યેક જણનો સ્થાવર મિલ્કત સાથેનો સંબંધ અઘાટ હક્કવાળો થવો ઇષ્ટ લાગે છે. અત્યારે એક

રાજાની રૈયત તરીકે એ જનસમુદ એકત્રિત છે, તેને માલિકીનાં મમત્વથી પણ જો જુનાગઢ સાથે જોડવામાં આવે તો જુનાગઢના પ્રજાજન તરીકે પણ એકતાનું ભાન વધારે ચોકખું અને દૃઢ થાય.

આવો એક પ્રજાભાવ ઉત્પન્ન થાય નહિ ત્યાંસુધી જુનાગઢને સ્વરાજ્ય ભોગવતું જોવાની ખુદાવિંદ સરકારશ્રીની મુરાદ કદાચ બર નહિ આવે. પાંચ વર્ષો વીતી જવા છતાં પ્રજાને "સ્વરાજ્ય" ભોગવવાની તો ઠીક, પણ તેને સમજવાની પણ હોંશ જાગી હોય એવું કંઇજ દેખાતું નથી. ખુદાવિંદ સરકારશ્રી, અધિકારી મંડળ અને પ્રજાને એ વિષે વિચાર કરવાની જરૂર છે. દરેક દેશીરાજ્યે પ્રજાકીય રીતે સમ્રાટ્સત્તા અને પરરાજ્યોસાથે સંબંધ ગોઠવવો પડે તેવો કાળ હવે આવવા લાગ્યો છે.

રાજ્યસેવકો અને સ્વયંસેવકોનાં દિલ ફરમાન નં. ૧૩ ના ભાવથી તરબોળ થવાં જોઇએ. એમ ન થાય ત્યાં સુધી તેનો અમલ અસરકારક તો નહિજ થાય. અધિકારીવર્ગ ઇરાદાપૂર્વક રાજઆજ્ઞાનો અનાદર કરે નહિ, પ્રજા તરફ દુર્ભાવ ધરાવે છે એમ પણ કહેવાય નહિ, તેમ વર્તમાન યુગને મુદ્દલ ઓળખે નહિ એવું પણ માની શકાય નહિ; પણ આજ સુધીમાં આ પ્રથાઓ અને મનોદશા રૂઢ થતાં આવ્યાં છે. એને લીધે એવી સમજણ જાગી છે કે વહીવટની વાતમાં માત્ર અધિકારીઓજ સમજે, પ્રજાને તેની સાથે પ્રજા તરીકે આજ્ઞાઓ ઉઠાવવા સિવાય કશો સંબંધ નહોય, જે કંઇ સીધો સંબંધ છે તે દરેક વ્યક્તિ અને વહીવટની વચ્ચે છે. આ સ્થિતિ કંઇ આજના વહીવટે ઉભી કરી નથી. જેના વિષે આપણે ઘણુંજ થોડું જાણીએ છીએ તે ભૂતકાળમાંજ આ કારણો શોધવાં પડશે. આજના હોદ્દા અને ધાંધલના સમયમાં સૌરાષ્ટ્રનો ઇતિહાસ શોધવા કોણ બેસે? પણ આપણી અત્યારની દશાનાં કારણો જાણવા, તેનાં

સચોટ નિવારણો શોધવા, સેવકબંધુઓએ મોહક ધમાલો અને વાણી વિલાસો છોડી એ શોધખોળના કામમાં વળગવું જોઇશે. આ લેખ પરત્વે તો એટલુંજ બસ છે કે અધિકારી વર્ગ ચાલતી આવેલી રીતિ મુજબ, ઉત્તરોત્તર ન્યુનાધિક અંશની નિરંકુશસત્તા અને અખત્યારી ભોગવે છે અને એમાં સંસ્થાનનું અને પ્રજાનું હિત છે એમ મોટે ભાગે ખરેખર માનતા જણાય છે.

આ દશા ફરવી જોશે. નહિ તો પ્રજાને સ્વરાજ્ય ભોગવતી સ્થિતિમાં જોવાની મુરાદ એક ખ્યાલી ખ્વાબ જેવી થઈ જશે. આજે પ્રજા સાથે ઘટ્ટ સંબંધમાં આવી જવાનું સહેલું છે, કારણ કે બધાય તર્કવિતર્કો ઉભા થતા હોવા છતાં રાજ્યની હિતબુદ્ધિ વિષે પ્રજાને શંકા નથી જાગી. પોતાના રાજાપ્રત્યેનો ભક્તિભીનો ભાવ અખંડિત છે. અધિકારીઓ ખુદાવિંદ નવાબ સરકારની છઠી છે, એમ કહી તેમના તરફ વિનયથી વર્તવાની આદત હજુય ઠીક ઠીક પ્રમાણુમાં છે; એટલે આજે જો પ્રજાનો વિશ્વાસ હૃદયની લાગણીથી મેળવવાના પ્રયત્ન થશે તો લગભગ અનાયાસે સત્વર સફળ થશે. જે વખત જાય છે તે ઘણો કિંમતી છે. દિવસ-ઘડી-પળના વીતવા સાથે ભારતીય બ્રિટિશપ્રજાનો સ્વરાજ્ય માટેનો તનમનાટ તીક્ષ્ણ ને તીક્ષ્ણ બનતો જાય છે. એ વિચારોનાં પ્રબળ મોજાંઓ દેશી રાજસ્થાનોને કેવળ અલિપ્ત રહેવા દે, એ અસંભવિત લાગે છે. અધિકારીવર્ગ આ વિષે વિચાર કરે અને જે રાજ્ય અને પ્રજાને પૈસે પોતે સુખ ભોગવે છે તેનાં હિતને સમજી રાજા-રાજ્ય-પ્રજા ત્રણેનું સંગઠન સાધવા પ્રયત્નશીલ બને એવી પ્રાર્થના છે.

અધિકારીઓની કેટલીક અગવડો પણ છે. એ અગવડો દૂર થવી ઘટે છે. ખરી કે ખોટી રીતે પોતાનાં પદ ઉપર સ્થિર રહેવાની આશા જોઇએ તેટલી દૃઢ નથી દેખાતી. એ સ્થિતિ તરત

બદલાવી ઘટે. ગમે તેવા ભલા, કુશળ અને અનુભવી પુરૂષને પણ અસ્થિરતા ચિંતામા રાખે; અને જ્યારે માણસ પોતાના નિર્વાહની ચિંતામા મુકાઈ જાય ત્યારે, સામાન્ય રીતે, ઉચ્ચી બાબતો તરફ ધ્યાન દેવાનું બહુ કઠિન–લગભગ અશક્ય જેવું થઈ પડે છે. નિયમો ઘડી આમાં ફેરફાર કરી શકાય છે.

કામકાજની વહેચણી અને આવી રીતે વિચારો કરવાની ફુરસદની પણ જરૂર છે.

પ્રજાના વિવિધ સ્વાર્થો અને મતો પણ અધિકારીઓની મુશ્કેલી વધારે છે. એ વિશે પણ પ્રજાએ વિચાર કરવો ઘટે. પોતપોતાની વચ્ચેની વાતોની સમજુતી અંદર અંદર કરી લઈ સમગ્રના હિતની દૃષ્ટિથી જો અધિકારીઓ પાસે હકીકતો નિવેદન કરવાની સમજણ પ્રજા કેળવે તો જરૂર વહીવટની સરલતા વધે

પરંતુ પ્રજાને આ માર્ગે લઇ જાય તેવા સ્વયસેવકો જોઇએ. વહીવટ અને પ્રજાની વચ્ચે વિવેક અને સત્યને જાળવી સાંકળ જેવા બની રહે તેવા સમજદાર અને સાધુતાવાળા સેવકો ક્યા છે ? જે બ્રાહ્મણો, સાધુઓ, મહાજનોના શેઠો, નાતના અને ગામના પટેલો વગેરે મારફત આ વર્ગનું કામ થતું એ બધા સ્થિતિમા પોતપોતાનીજ જાળમા બેહદ જકડાઇ ગયા દેખાય છે, અને આધુનિક રીતિએ સમાજસેવા કરવાના ભારથી નીતરતા હૈયાવાળો સાચો સેવક તો એકપણ મળવો મુશ્કેલ છે જૂનાગઢના શિક્ષિત જુવાનો, અનુભવી અવકાશવાળા આબરૂતવાળા વૃદ્ધો, અને ગામડે ગામડે ભટકી સમાજ પાસેથી નિર્વાહ મેળવનારા બ્રાહ્મણો, ફકીરોમાથી જો થોડાકને પણ જુનાગઢનું સાચું અભિમાન જાગે અને વર્તમાન કામને છાજે એવી રીતે રાજ્યવિષે સાચી હકીકતો સમજવાની મહેનત કરે ને વિગતો પ્રજાને શાંતિ અને કુશળતાથી સમજાવે; અને વહીવટ પાસે અનુદ્દામ રીતે નિવેદન કરતા રહે તો મોટો લાભ થાય તેવુ

છે ખટપટ અને હો હાને છોડી, વ્યક્તિઓ વિષે સાચી ખોટી વિગતો વગર તપાસે ફેલાવવાનું છોડી, બધા બધુઓ પોતપોતાની આસપાસની સહેલાઈથી મળતી સાચી વિગતો એકઠી કરી, તેના સબધમા ઘટીત થાય તેવા પગલા ભરવા વહિવટને અરજ કરતા રહે, એમાજ આપણુ બધાનું હિત છે-આખા સૌરાષ્ટ્રનું હિત છે અને કદાચ ભારતવર્ષનુ પણુ હિત છે. આવા સેવકો આવશ્યક સખ્યામા જાગે એવી પ્રભુને પ્રાર્થના છે!

બીજી નાની નડતરો પણુ ઘણી દેખાય, પણુ એ બધી દુર થતા બહુ વાર લાગે એવુ નથી એક વાત લોકોએ જરૂર વિચારી લેવી જોઇએ અને તે પોતાની મનોદશા જેમ એક તરફથી ડરપોક અને જીહજુર સ્વભાવને તિલાજલિ આપવાની જરૂર છે, તેમ બીજી તરફથી ઉન્માદ, ધાંધલ અને ધાંધલીઆઓ અને તેમના લખાણોને દુર ફેકી દેવા જોઇએ સુખ શુ? શામા? શાથી? આ પ્રશ્નો વિવેકથી વિચારી લઇએ તોજ આપણી મનોદશા નિશ્ચિત અને નિર્ભય બનશે એમ કરવામા સયમ, સહિષ્ણુતા અને અભ્યાસની જરૂર રહે છે પોતાની જાત તરફ રહેલી ફરજને લોકો અદા કરવાનુ શરૂ કરે એટલે પ્રગતિનો ધોરી માર્ગ ખુલ્લો થશે એ માર્ગમા નિશાન તરીકે ફરમાન નં ૧૩ બહુ કિંમતી થઇ પડે તેમ છે

ખુદાવિદ સરકારશ્રીની ભાવનાને ફલવતી બનાવવા ફરમાનમા રહેલી કેટલીક ઉણુપોનો પણુ વિચાર કરી લઇએ આ ફરમાન અનુસાર કેવળ ખેડુતોનેજ પ્રતિનિધિત્વ અપાયું છે, એ નથી વ્યાજબી કે નથી હિતાવહ ખેડુતોની સખ્યા મોટી છે, એટલે એમનો અવાજ યોગ્ય પ્રમાણુમા રજુ થાય તે તો જરૂરનુંજ છે, પરતુ બીનખેડુત પ્રજાને તદ્દન વિસારી મુકવામા ગેરડહાપણુ અને અન્યાય છે, એટલુજ નહિ પણુ જે શહેરી અને શિક્ષિત વર્ગ પોતાની તેમજ ખેડુતની સ્થિતિ રજુ કરવા શક્તિમાન

ગણાય તેને બાકાત રાખવાથી ખેડુતોને પણ મુશ્કેલ સ્થિતિમાં મુકવામાં આવ્યા છે.

**ગામપંચ અને સુધરાઈસભાનાં બંધારણોનો ભેદ** વિચારવા બેસીએ તો અનેક કલ્પનાઓ જાગે અને મન અટકચાળી દશામાં હોય ત્યારે તો આવું સુંદર ફરમાન કેવું ને કેવુંય લાગી જાય; પણ આ લેખમાળા કોઇની સ્તુતિ નિંદા માટે નથી, માત્ર જે સ્થિતિ નજર સામે તરી આવે છે તે રજુ કરવાનો હેતુ તેમાં હોવાથી શબ્દોની રમતથી વાંચનારને ક્ષણિક મોજ અને અધિકારીઓને નિરર્થક ઉપક્ષોભ આપવાનો પ્રયાસ નહિ કરતાં શકય કર્તવ્યનો વિચાર કરીએ.

ગામપંચને ચુંટાએલા પ્રતિનિધિઓનું મંડળ બનાવ્યું છે. કસ્બા અને શહેરની પ્રજા ચુંટણીને માટે ઓછા અધિકારવાળી તો નજ ગણાય. ગામપંચની પેઠે સુધરાઇસભા ચુંટાયેલી હોવી જોઇએ અને એને ફરમાન નં ૧૩ માં સ્થાન મળવું જોઇએ.

નાનાં ગામડાંનું પંચ પાંચ પુરૂષોનું બનાવ્યું છે, તો તેના પ્રમાણમાં સુધરાઇસભાના સભ્યોની સંખ્યા વધારે થવી જોઇએ.

ગામપંચને મિલકતના નાના કજીઆ પતાવવાની સત્તા આપીએ, તેની લાગવગનો બીજા કજીઆઓ ટાળવામાં ઉપયોગ કરીએ, તો સુધરાઇને વધારે જવાબદારીનાં કામો સુપ્રત કરવાં જોઇએ.

આબકારી અને કેળવણીની બાબતોમાં સલાહ દેવાની ગામ પંચની યોગ્યતા સ્વીકારાય, તો સુધરાઇઓને આખા મહાલ અને સંસ્થાનની આબકારી અને શિક્ષણની નીતિ રીતિ ઉપર સલાહ આપવાની યોગ્યતા આપવી જોઇએ.

ગામડાંનું હિતાહિત વિચારી, અધિકારીઓથી દાદ ન મળે ત્યારે ખુદ હજુરમાં બારોબાર પોકાર પહોંચાડવાની ગામપંચને રજા અપાય, તો સુધરાઇઓને આખા મહાલ અને સંસ્થાનના સંબંધમાં તેમ કરવાની રજા મળવી જોઇએ.

ઝાંપલીની સંસ્થાને પુનર્જીવન આપી તેની વ્યવસ્થા સ્વતંત્રપણે ગામપંચને કરવા દેવી જોઇએ; તેમજ સુધરાઇને નિશ્ચિત મર્યાદામાં પોતાની ઉપજ કરી લેવાની તથા તેની વ્યવસ્થા કરવાની સ્વતંત્રતા મળવી જોઇએ.

થોડાંજ વર્ષો પહેલા રાજ્યના પ્રત્યેક ગામમા "ઝાંપલી" નામનું સામાન્ય વાર્ષિક મુકરર ભંડોળ ભેગું થતું. એમાથી ગામ સમસ્તના સામાન્ય ખર્ચો ચાલતા. એ ઝાપલીની સંસ્થા હતી ન હતી જેવી આજ થઇ ગઇ સંભળાય છે. ગામપંચને ગામકું સોપવાનો વિચાર કરીએ તો તે પંચને આવશ્યક ઉત્પન્ન પણ આપવુંજ જોઇએ. લોકોની સાદી સમજમાથી ઉભી થએલી આ સહકારી આર્થિક વ્યવસ્થાને વધારે સ્થિર અને સુવ્યવસ્થિત બનાવવાની ખરેખરી જરૂર છે.

આ ફેરફારો મુશ્કેલ નથી, ભારે નથી, પણ ફરમાન નં. ૧૩ ના ભાવને આચારમા લાવવા માટે અતિ અગત્યના છે. કારણ કે ખેડુત અને બીનખેડુત બધા મળી જ્યારે સ્થિતિ સમજે અને નિવેદન કરે ત્યારેજ તેનું સ્વરૂપ ઠીક રીતે સમજાય.

ફરમાન બહાર પડયાનેએ પાચ વર્ષો પૂરા થઇ ગયા. આજે આપણે જો એના પરિણામનો હિસાબ માડવા બેસીએ તો નિરાશાજ થાય તેમ લાગે છે.

મહાલમાં દરબાર ભરવાનો પ્રયાસ માનનીય ભાઇ ત્રિભુવનરાય રાણાની દીવાનગીરી દરમ્યાન થયાનો ઉલ્લેખ અહેવાલમા મળે છે. જે દરબારનું વર્ણન ઇ. સ. ૧૯૨૨-૨૩ ના વાર્ષિક અહેવાલમા આપ્યું છે, એ વાચતા તો આપણને એમજ લાગે કે દરબાર ભરવાનો મૌલિક હેતુ જાણે તદ્દન વિસરાઇ ગયો છે. જાણે ખેતી સંબંધી એ પ્રદર્શન ભરાયુ હોય એવોજ ઠાઠ દેખાય છે, માત્ર ગામપંચોનો નહિ પણ બધા ખેડુતનો મેળો ભરાયો હોય એવું જણાય છે. ખેતીના ને દુધાળા ઢોરો,

ખેતીના ઓજારો, પાણીની જોગવાઇઓનું વિગતે નિરીક્ષણ થયું પછી ઢોરોને માટે ઓછો ખર્ચાળ ખોરાક, ઢોરની જાતમા સુધારો, સુધરેલા ઓજારો, નવાણોની જરૂર, સારા ખાતરનો ઉપયોગ અને સારા બીયા વગેરે વિષયો ઉપર ગાદી તળીએ અને આગામખુરશી ઉપર ઘણું ખરૂં જીવન વીતાવતા બીન-ખેડુત ગૃહસ્થો તરફથી, તાપ, ચોમાસુ, ટાઢમા પરપરાગત ખેતરમા અવિરત મહેનત કરનારા અનુભવી ખેડુતોને ઉપદેશ અપાયો ' દરબારનો વિધિ અહીં પૂરો થયો ' પછી આવ્યુ ઢોરોનું પ્રદર્શન. ગામડામાથી ભેગા કરેલ ઢોરોમાથી ઇનામ માટે વહીવટદાર સાહેબ અને પટેલોની સમિતિએ પસદ કરેલા ઢોરોના ધણીઓને બક્ષિસો અપાઇ ' બધા બહુ રાજી થયા અને " ખાધુ પીધુ ને રાજ કીધુ " એ વાર્તાની પેઠે તેનો અત આવ્યો '

આ દરબારમા ફરમાનમા રહેલી આજ્ઞા પ્રમાણે કઇ કામ થયુ હોય એવુ જણાતું નથી

રાજધાનીમા પ્રતિનિધિ દરબાર કદી ભરાયાનો પણ ઉલ્લેખ મળી શકતો નથી અને પછીના વર્ષોમા આવા દરબારો ભરાયા હોય તેવુ પણ જાણવામા આવતું નથી

કેટલા ચુટાયેલા પટેલો એક યા બીજા કારણે બરતરફ થઇ તેમની જગ્યાઓ રેવન્યુ ખાતેથી પૂરાઇ ? દારૂની બદીનો કેટલો અટકાવ થયો ? શાળાઓ સ્થાપવા અને અભ્યાસક્રમ ગામપચની મરજી પ્રમાણે રચવા શુ શુ પ્રયત્નો થયા ? ગામની અડચણો દૂર કરવા ગામપચ તરફથી અધિકારીઓ અને હજુરશ્રીમા કેટલી અરજીઓ થઇ ? અને તેમા શુ પરિણામો આવ્યા ? ગામપચ મારફત મિલ્કતોના કેટલા કજીઆઓ પત્યા ? ક્યારે ક્યારે બીજા કજીઆઓમા ગામપચનો લાગવગ વાપરવામા આવ્યો ? એ બધી વાતોનો તપાસ કરે તો ખુદ વહીવટને પણ એમ સમજાય કે ઘણુ થઇ શકે તેવુ કરવાનુ રહી ગયુ છે પ્રજાને અને વહીવટને એ વાત સમજાઇ ગઈ હોય અથવા સમજાઇ જાય કે ખુદાવિદ સરકારશ્રીની શુભેચ્છાને પાર પાડવા માટે

બધાએ મળી પ્રયત્નશીલ થવુ જોઇએ, તો ઘણી સહેલાઇથી ફરમાનનો અમલ કરી શકાય

હાલના નામદાર દીવાન સાહેબ અમીર શેખ મહમ્મદભાઇ સાહેબ ખુદાવિંદ સરકારશ્રી તખ્તનશીન થયા ત્યારથી રાજ્યવ્યવસ્થામા મોટો હિસ્સો આપી રહ્યા છે હવે એ નામદાર આ ફરમાનનો અમલ કરવા માટે વખત ફાજલ પાડી શકે એવી સહુ આશા રાખે, એટલે ફરમાનનો અમલ અસરકારક થાય તે માટે કેટલીક જરૂરની બાબતોનો આ લેખમા ઉલ્લેખ કરી લઇએ.

ફરમાનમા રહેલી શુભનિષ્ઠામા પ્રજાનો વિશ્વાસ દૃઢ કરવા અત્યાર સુધી તેના થયેલા અમલની વિગતો બહાર પાડવી જોઇએ, અને હવે પછી દર વર્ષે તેનો યથાર્થ અમલ થતોજ રહેશે એવી પ્રજાને ખાત્રી આપવી જોઈએ

જે લોકોના હિત માટે આ ફરમાન બહાર પાડ્યુ છે તેમને તેની ખરી અને પાકી સમજ આપવાની જરૂર છે દરબારોની આવશ્યકતા સમજી તેનો યથાર્થ ઉપયોગ પ્રજાના પ્રતિનિધિઓ ન કરે તો તે પાછળ થતો ખર્ચ અને સમય બરબાદ જાય રેવન્યુ ખાતાના, ખેતી ખાતાના, અને કેળવણી ખાતાના નોકરો જ્યા જ્યા અવસર મળે ત્યા ત્યા આ ફરમાનની સમજ લોકોને આપતા રહે પ્રત્યેક મહાલમા શિક્ષિત અને સેવાભાવી સજ્જનોનું મડળ ઉભુ કરી તેની મારફત પણ સાધારણ પ્રજાવર્ગમા ફરમાનનો પ્રચાર કરાવી શકાય

ચાલુ કારભારની વ્યવસ્થાની સ્પષ્ટ સમજ આપનારા ચોપાનીઆ ગુજરાતી ભાષામા તૈયાર કરી પ્રજામા વહેચવા તેમા પ્રત્યેક ખાતાએ પ્રજાની જે જે સેવા કરવાની છે તે તથા સેવાને સફળ બનાવવા ખાતાઓને ખુદાવિંદ સરકારશ્રીએ આપેલા અધિકારો સહુને સમજાય તેમ સાદી રીતે દર્શાવવા પ્રમાદ કે સત્તામદથી ખાતાઓની થતી ગફલતીઓ દરબારોમા રજુ કરવાનું આથી સુતર થશે તેના ખુલાસાએ કરી શકાશે અને ઉપાયો શોધી શકાશે.

દરબારોનો ઉપયોગ બરાબર થઇ શકે, તેની મારફત પ્રજાની જરૂરીઆતો હજુરશ્રીને ચરણે બરાબર નિવેદન થઇ શકે, તે માટે મહાલમાં દરબાર ભરવાની તિથિ ત્રણ મહિના પહેલાં મુકરર કરી જાહેર કરવી જોઇએ; અને દરબારમાં રજુ કરવાની યોગ્ય વિગતોની યાદી સૂચનારૂપે તેની સાથે બહાર પાડવી જોઇએ. દરબારની તિથિની એક માસ પહેલાં આ સૂચનાઓ પ્રમાણે દરબારમાં રજુ થવાની વિગતો નિશ્ચિત અને વ્યવસ્થિત સ્વરૂપમા દરબાર ભરનાર અધિકારી પાસે રજુ થઇ જવી જોઇએ. આથી દરબારમા ચર્ચાવાના વિષયો મંબંધે પ્રજા અને આધકારી તૈયાર થઈ રહે, તો ત્રણ દિવસમા મહાલની મુખ્ય મુખ્ય બાબતો જરૂર સ્પષ્ટ થઇ જાય, પ્રજાને અને અધિકારીને જવાબદારીનું ભાન વધારે ને વધારે સ્ફુટ થતું જાય, પ્રજાનો વિશ્વાસ વધતો જાય, યોજનામા જરૂરના સુધારાઓ સુઝતા જાય અને પ્રજાની માગણીઓ હજૂરશ્રીની રૂબરૂ ગળાઇ, ચળાઇ, શુદ્ધ થઈ રજુ થતા તે વિષે સૂચનાઓ અને આજ્ઞાઓ સત્વર મેળવી શકાય.

રાજધાનીમા ભરાતા દરબારમા મહાલના દરબારોમા આવેલા પ્રશ્નો બરાબર રજુ થાય તેવો પ્રબંધ કરવો જોઇએ, અને આગલા દરબારોમા થયેલી ચર્ચાઓને પરિણામે થયેલા સુધારાઓની સમજુતી અપાવી જોઇએ. આથી ધીમે ધીમે આ દરબાર પ્રજાનું પ્રતિનિધિ મડળ બનતું જાય. આ દરબારની એક નાની કાર્યવાહક સમિતિ ચુંટી કાઢવી, તેમા એક કાયમી મંત્રી રોકવો અને તે આખો વખત દરબારોના કામમા રોકાઈ રહે તેવી વ્યવસ્થા કરવી.

આ બધામા બહુ ખર્ચ કે ભોગ આપવાનો નથી, પણ પરિણામ તો વહીવટને ખૂબ યશસ્વી બનાવે તેવું લાગે છે નામદાર અમીર સાહેબ એ વિષે વિચાર કરે તેવી પ્રાર્થના છે



# પ્રકરણ ૧૪ મું: ભાવિ.

ભાવિ ભાખવાનું બહુ કઠિન—લગભગ અશક્ય છે; જોખમી છે. કોઈ પેગંબર, કોઇ જ્ઞાની, કોઈ યોગી, કોઈ દષ્ટાજ વર્તમાન અને ભાવિની વચ્ચે રહેલો પડદો ઉપાડે અને ત્યાં રહેલી સ્થિતિ જગતને બતાવે ત્યારેજ ખરી ખબર પડે. છતાં માનવી ભૂત અને વર્તમાનને લક્ષમાં રાખી, તાકાતના પ્રમાણમાં, ભાવિની કલ્પના ઘડે છે; એમાંથી આશા મેળવે છે; આશામાંથી પ્રેરણા મેળવે છે ? પ્રેરણાનુસાર ક્રિયા કરે છે; પરંતુ એ ભાવિ સ્થિતિ એક અનુમિત સંભવ કે શક્યતાજ છે–નિશ્ચિતતા નહિ. જુનાગઢ વિષે જે કંઇ આ પ્રકરણમાં લખ્યું છે, તેને વાંચકો કેવળ સંભવ અથવા શક્યતા માત્ર માને અને તે વિષે ઘટિત વિચાર કરે એ પ્રારંભમા માગી લઉં છું.

ભરતખંડના કોઈ પણ રાજસ્થાનનાં ભાવિનો ખ્યાલ કરતાં રાજસ્થાનોનો સમ્રાટ્સત્તાસાથેનો સંબંધ અને તેની પરસ્પર અસરો નજ ભૂલાય. તેનાં કારણો સર્વને વિદિત છે.

બ્રિટિશ સમ્રાટ્સત્તાસાથે જુનાગઢનો રક્ષિત મિત્રરાજ્યનો સંબંધ છે. રાજ્યવંશની દષ્ટિએ એ હિતાવહ દેખાય. પ્રજાની નજરે એની હિતાવહતા હોય તેથી વધારે થવાની જરૂર દેખાય. એ સંબંધ ઘડનાર સંધિપત્રો, એ પત્રો અનુસાર પરસ્પર રખાતું વર્તન, રાજસ્થાનના હક્કો, સ્વતંત્રાની મર્યાદા, મરતબો, વગેરે વાતો સાધારણ રીતે પ્રજા જાણતી નથી. એ અજ્ઞાનને પરિણામે ઘણાય વહેમો અને નબળાઇઓ પ્રજામાં આવી જાય છે. ઘડીભર તેથી વહીવટની સરલતા વધતી દેખાય; પરંતુ અણીના વખતે એનું પરિણામ અનિષ્ટ આવે તો આશ્ચર્ય નથી. જે પ્રજા પોતાના રાજ્યવહીવટને મહત્ત્વને બદલે કેવળ ભીતિથી ભક્ત રહેતી હોય છે, તે વહીવટ આખરે નિરાધાર બની જાય છે; કારણ કે પ્રજાને તો જેની બ્હીક વધારે લાગે, જેનાં બાહુમાં વધારે બળ દેખાય, જેનાં પદચુંબનથી એહિક ચેન-

સુખ સ્થિર રહેતાં જણાય તેને વશવર્તી થવાની બુરી ટેવ ઘડાતી જાય. આથી માણસાઇ, ઉચ્ચતા અને પારલૌકિક હિત હણાય છે; માનવજીવનનો હેતુ નષ્ટપ્રાય થાય છે. આ બધું વિચારવા કોઇફિજ બેસે છે. આ વાત સમજવાને કંઇ દૂરદૂરના ભૂતકાળની ઉંડી ગુફાઓમાં સાદ્દતો શોધવા નહિ જવું પડે. વર્તમાન સ્મૃતિકાળના ઇતિહાસમાંથી પણ એ સહેલાઇથી જોઈ શકાય છે.

રાજવંશનો મભ્રાટ્સત્તા સાથે જળવાતો મોભો, પ્રતિષ્ઠા અને પ્રભાવ અગાઉ કેવાં હતાં અને આજ કેવાં છે? તે જાણવાનું તો આપણી પાસે નિશ્ચિત સાધન નથી. જુના અધિકારીઓનાં હૈયામાંથી નિખાલસ અનુભવધારા વહેતી થાય, વર્તમાન અધિકારીઓની મુશ્કેલીઓનું આપણને ભાન કોઈ તરફથી સાચું મળે, તોજ ખરી સમજ મળે. આપણે ઉપર ઉપરથી દેખીએ તે પ્રમાણે તો નામદાર શહેનશાહના વફાદાર મિત્ર રાજાઓની સમ્રાટ્સત્તાના અમલદારોને હાથે બહુ દર્દભરી દુર્દશા થતી હોય એવું લાગી જાય; પરંતુ આ અતિ નાજુક બાબતને પાકી હકીકતો વિના વિશેષ છેડવામાં લખાણ નિરર્થક કટુ અને અન્યાયી થઇ જવાનો ભય છે; એટલે આ વિષે કેવળ સમજની જરૂર છે અને પ્રજાને પડખામાં રાખવાથી લાભ થાય તેમ છે, એટલુંજ સહુના લક્ષ ઉપર લાવીએ.

ભાવિનો વિચાર કરતાં બીજી પણ કેટલીક સ્થિતિઓ આંખ સામે આવ્યા વિના નથી રહેતી. એ બધાંનો વિગતે ઉલ્લેખ કરવાનું આ લેખમાળામાં બની શકે તેમ નથી. રાજ્ય અને પ્રજાની નજરમાં એ આવી રહે એટલા પૂરતીજ એની યાદી કરી લઇએ.

પ્રજાસંઘ ( League of Nations ), મહાસભા (National Congress), નેશનલ કનવેનશન, આંતરરાષ્ટ્રીય મજુર સંઘ, વગેરેની પ્રવૃત્તિઓ અને પરિણામો ભૂલવા જેવું નથી. એ બધા વિચારના પ્રવાહો પળે પળે વધારેને વધારે બલિષ્ટ બનતા જાય છે. રાજસ્થાનના કાંઠા નિર્બળ હશે તો આ પ્રવાહોની અથડામણીમાં

ટકી નહિ શકે; પણ એ અનિવાર્ય પ્રબળ મોજાંઓ જુનાગઢને કિનારે આવી પહોંચે તેને હજુ થોડી વાર છે અને એ થોડા સમયનો આપણે સુંદરમા સુંદર સદુપયોગ કરી લઇ શકીએ તેમ છીએ. ધીમે ધીમે પણ દૃઢ રીતે રાજ્ય અને પ્રજા મળી આવતીકાલને માટે તૈયારી કરવા માડે તો ઘણું કરી શકે તેમ છે. તત્કાલ શું થઈ શકે અને તેનાં પરિણામે શી સ્થિતિ આવી શકે, તે જરાક જોઇ લઇએ.

વહીવટની વર્તમાનવ્યવસ્થાને અલવલ પહોંચાડયા વિના એટલું તો જરૂર બની શકે કે જુદાં જુદા મુખ્ય ખાતાઓના અધિકારીઓ એક મંડળરૂપે વહીવટની બધી જવાબદારી ઉપાડતા થાય. અત્યારે તો બધી જવાબદારી અને બધી સત્તા કેવળ વ્યક્તિગત છે.

એ વહીવટી જવાબદાર મંડળ એક તરફથી અને ફરમાન નં. ૧૩ મા જણાવ્યા પ્રમાણે રાજધાનીમા મળનાર પ્રજાપ્રતિનિધિદરબાર બીજી તરફથી વહીવટની ચર્ચા સમભાવે કરે, તો હાલના વહીવટમા શું ફેરફાર આવશ્યક અને શકય છે અને તેના પરિણામે રાજવંશ, અને રાજ્યવહીવટને સુદૃઢ અને સુખદ બનાવવામા પ્રજાનો સહકાર કઈ રીતે અને કેટલો મળી શકે તે સમજાય.

ધીમે ધીમે સમજ પડતી જાય, સુયોગો વધતા જાય, તેમ તેમ પ્રતિનિધિદરબાર પાર્લામેન્ટનું સ્વરૂપ લેતો જાય. વહીવટ તેને જવાબદાર બનતો જાય અને રાજવંશ વધારે ને વધારે સ્થિર થતો જાય; અને એવો સમય પણ આવી જાય કે જ્યારે પ્રજાના મ્હોમાથી આપોઆપ નીકળી આવે કે "રાજા કદિ પાપ કરે નહિ." એ વખતે રાજા અને દેશને નામે પ્રજા પોતાના ભેદો ભૂલશે; અને તેને અડગ રાખવા જીવતોડ પ્રયત્ન કરશે. સમ્રાટ્સત્તા રાજસ્થાન તરફ રાખતી હશે તેથી વધારે માનની નજર માંડશે. ભારતવર્ષના ઘડાતા ઇતિહાસમા સૌરાષ્ટ્રનો હિસ્સો સુંદર રીતે અપાતો થશે. જગતના ઇતિહાસની ઘટનામાં પણ તેને સ્થાન મળી શકશે.

આ સ્થિતિ લાવવા માટે સુખનો મુખ્ય ભોગ કોઇને આપવાનો નહિ રહે. સત્તાની નિરંકુશતા અમુકાંશે મર્યાદિત બનશે, પરંતુ પરિણામે સમસ્ત રાજ્યતંત્રનું જે સાચું બળ ખીલશે તેને મુકાબલે સત્તાનો ભોગ કંઈ હિસાબમાં પણ કોઇને નહિ લાગે.

સાશનની ચાલતી જુદી જુદી પ્રથાઓમાંથી, રાજસ્થાનોમાં કયાંક કયાંક થઇ રહેલા પ્રયોગોમાંથી, બ્રિટિશ ભારતીય સ્વરાજ્ય વિષે તૈયાર થયેલા ખરડાઓમાંથી અને ઇતિહાસના પાનાંઓમાં ભરેલા બોધમાંથી, વીણી વીણી વિગતોને વણી કાઢી એકાદું ખોખું ઉભું કરી આ લેખમાં રાજ્ય અને પ્રજાની પાસે ધરી શકાય. એમ ઇરાદાપૂર્વક નથી કર્યું. રાજ્યેજ આ દિશાએ પહેલ કરી છે. પ્રજાને તો હજુ ઘણું તૈયાર થવાનું છે, તો પછી રમકડાં જેવી એક વાત તેમની પાસે રાખવાનો કંઇ અર્થ નથી લાગતો. જે સ્થિતિ આજે છે તેનો ઉપયોગ યથાર્થ રીતે થતો રહે અને પ્રજાને સ્વરાજ્ય ભોગવતી સ્થિતિમાં મુકવાની ખુદાવિંદ નવાબ સરકારની મુરાદ નજરમાં રાખી જેમ જેમ અનુકુળતા આવતી જાય તેમ તેમ આગળ વધતાં જવાથી સાશનની પ્રજાહિતકર પદ્ધતિ ઉભી થતી જશે; અને આખરે કોઇને પણ ભારે ન લાગે તેવી રીતે પ્રજાને જવાબદાર રાજતંત્ર રચાશે.

જુનાગઢનું એક સ્થિતિચિત્ર અહીં પૂરૂં થાય છે. હું જાણું છું કે આ ચિત્ર અધુરૂં છે. અકુશળ આ લેખકે, અહીંનાં અહીંનાં, સુંથાએલી પીંછી, અસ્થિર ફલક અને થોડામાં થોડાં પ્રાપ્ય સાહિત્યોની મદદથી તે દોરેલું છે. બીજું બને તેમ નહોતું. લગભગ આઠ મહિના રાજ્યમાં રહી આવ્યા પછી, અનેક વાતો સાંભળ્યા પછી, અણગમતું કેટલુંક જોયા પછી, અને સેવાનોમાર્ગ નિશ્ચિત કરતાં પહેલાં સ્થિતિ સમજવાની—સમજાવવાની જરૂર અનિવાર્ય થઈ પડવાથી આ લખાણું. એમાં રહી જતી ત્રુટીઓ શોધવાનું અઘરૂં નથી; પરંતુ એવી શોધમાં રોકાવાનો પ્રયત્ન કરનાર કરતાં એની મારફત રાજ-

સ્થાનની સ્થિતિ સમજવાની જહેમત ઉઠાવનારને રાજ્ય અને પ્રજા પ્રતિ જરૂર અનુકંપા આવશે. સહૃદયતા અને શક્તિના પ્રમાણમાં સહાયક થવાની ઇચ્છા ઉઠશે. એટલી માણસાઇ પણ જેને ન રહી હોય તેને પણ સ્વાર્થની ખાતર, વર્તમાન યુગરંગ ઓળખી, કંઇકિ કરવાની જરૂર લાગશે એવી આશા રાખી છે.

અધિકારી મંડળને મ્હારી વિનતિ છે કે સત્તા અને સુખનો વિશેષ ભોગ આપ્યા વિના, ચાલુ કારભાર વ્યવસ્થાને બહુ અલવલ પહોંચાડયા વિના, રાજ્યના હક્ક કે આવકને ડુબાડયા વિના, માત્ર થોડુંક વધારે ધ્યાન આપવાથી જે નિયમો અને યોજનાઓ છે તેનો યથાર્થ ઉપયોગ કરવાથી ઘણી બાબતોમાં ઘણો સુધારો થઈ શકે તેમ છે; રાજ્યનો મોભો અને તાકાત વધારી શકાય તેમ છે; પ્રજાનાં સુખ અને સમૃદ્ધિમાં વધારો કરી શકાય તેમ છે; અને યશ લાભ ઉઠાવી શકાય તેમ છે. કંઇ નહિ થાય તો સરકારશ્રીની પ્રજાને સ્વ-રાજ્યને માર્ગે લઈ જવાની શુભેચ્છા અફલ રહી જશે, બહારની દુનિયામાં આપણી હાંસી થશે, પ્રજામાં અવિશ્વાસની લાગણી તીવ્ર થશે, પરિણામે લાભને બદલે હાનિ થશે. સવેળા આટલું સહુને સમજાઈ જાય તો સારૂં.

પ્રજાને મ્હારી અરજ છે. આપણામાં કંઈ પાણી હોય, સ્વતંત્રતા અને સ્વદેશ તરફ જરાક પણ સાચી પ્રીતિ હોય, પોતાનું હિતાહિત સમજાતું હોય, માનવ-જીવનના હેતુનો સહજ પણ ખ્યાલ લાવી શકાતો હોય, તો સ્થિતિ બરાબર સમજી લઇએ. આપણી અગવડો અને આવશ્યકતાઓ વિચાર અને વિવેકપૂર્વક, સંયમ, સત્ય અને દક્ષતાથી દરબારોમાં દર્શાવીએ. થઈ શકે તેવું સારૂં કરવાની બધા અમલદારોને વધારે ને વધારે શોખ રહે તેવી જાગૃતિ અહર્નિશ રાખીએ. સ્વરાજ્ય અને તેનાં ખુદાવિંદ સરકારશ્રીએ મહેરબાનીથી ભરાવેલાં આ પહેલાં પગલાંની વચ્ચેનું અંતર બરાબર

માપી લઇએ. ધ્યેયને ઓછામાં ઓછા કાળમાં પણ સંગીન ગતિએ પહોચવા સ્થિતિ, શક્તિ અને સંયોગોનો વિચાર રાખી મજલો નક્કી કરીએ. પ્રત્યેક મજલ સફળ રીતે વટાવી આપણે માટે આપણા રાજાએજ કલ્પેલા સુંદર ધ્યેયને પહોંચીએ.

નવો હક્ક માગવાનો નથી કે ક્લેશનો ભય રહે, રાજ્ય સામે બોલવાનું કે કરવાનું કંઇજ નથી કે કોઇનો જાનમાલ જોખમાય, માત્ર સરકારશ્રીએ જે હક્ક આપેલા છે અને જેને ભોગવતા જોવાની પોતે ખૂબ ખાયશ રાખે છે, તેનો ઉપયોગ કરી રાજ-ભક્તિ બતાવવાનો અનુપમ સુયોગ મળ્યો છે તેનો લાભ લઇએ. આમા ખેડુત, કારીગર, વસવાયા, મજુર, વેપારી, જીવાઇદાર, અમીર અને ભાગણુ બધાનું હિતજ છે.

કંઈ ન કરીએ તો જેના તરફ આપણને ઘણીવાર ઘણો અણ-ગમો આવે છે તે સ્થિતિમા જીંદગી વેંઢારતા જઇ આખરે જે પરિ-ણામો આવે તેને મુંગે મોઢે સહી લઇએ. હવે માત્ર એક વાત. આ લેખમાળાની શરૂઆતમા જણાવ્યા પ્રમાણે બદબોઈ કરવાનો મ્હારો મુદ્દલ ઇરાદો નથી. લાગણીને બને તેટલા અંકુશમા રાખીનેજ લખ્યું છે; છતા હું માનવી છું, અપૂર્ણ છુ. કોઇ સ્થળે લખાણમાં યોગ્યતા ન જળવાઈ હોય તો તે ઇરાદાને લીધે નહિ, પણ ગફલતી કે અણ-આવડતને લીધેજ થયું છે એમ માની વિવેકી વાચકો, વહીવટ અને પ્રજાજન મને ક્ષમા આપે એવી પ્રાર્થના કરૂં છું.

સૌરાષ્ટ્રની ઉન્નતિ માટે, પ્રજાના રક્ષણ અને હિતાર્થે, સૌરાષ્ટ્રના એક પ્રકારના સાર્વભૌમ બાબીવંશની છત્રછાયા પ્રભુ સદૈવ અમર રાખો ! એ છત્રની છાયામા અધિકારી મંડળ અને પ્રજાવર્ગ આપણે બધા

ॐ सहनाववतु सहनौ भुनक्तु सहवीर्यं करवावहै
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥
शान्तिः शान्तिः शान्तिः